૪૮૪૧

શ્રી.

# શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેર બાહાદુર ગાયકવાડ મહારાજાના રાજ્યમાંના.

# પોલીસ નિબંધ તથા નિયમ અને ફોજદારી કામ ચલાવવા સંબંધી માહીતી તથા ગુન્હાના કાયદાની માહીતીનું પુસ્તક.

તૈયાર કરનાર.

જીવણલાલ મગનલાલ ઠાકોર.

મહાલકરી—ભીમકટા.

તથા

ઝવેરભાઇ ઊમેદભાઇ પટેલ.

સ્કૂલ માસ્તર—ભીમકટા.



અમદાવાદમાં.

આર્યોદય પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૪૭. સને ૧૮૯૧.

કી. ૧-૮-૦

શ્રી

# પ્રસ્તાવના.

---

પટેલ તલાટીની પરીક્ષા લેવાનો હજુર હુકમથી નિયમ ઠર્યાથી તેમને પરીક્ષા આપવાના કામમાં મદદ આવે એવાં પુસ્તકો જૂદા જૂદા વિષયોનાં તૈયાર કરાવવા સંબંધમાં ઈનામ સાથેનું જાહેરનામું નંબર ૯૨ તારીખ ૨૧-૧-૯૧ નું મેહેરબાન રા. બા. મહાલાનિહાય સરસુબા સાહેબ તરફથી પ્રસિદ્ધ થયેલું તે ઉપરથી "પોલીસ નિબંધ તથા નિયમ અને ફોજદારી કામ ચલાવવા સંબંધી માહીતી તથા ગુન્હાના કાયદાની માહીતીનું પુસ્તક" એવું આ એક પુસ્તક અમે તૈયાર કરી મે. રા. બા. સર સુબા સાહેબની હજુરમાં મોકલેલું ત્યાં એકંદર પુસ્તકોની તપાસણી સારૂ કમીટી નીમવામાં આવેલી તેમાં આ પુસ્તક પસંદ થવાથી તથા નામદાર રા. બા. સર સુબા સાહેબ એમણે મંજુર કર્યાથી જાહેરનામા પ્રમાણે રૂ. ૧૦૦) ઈનામ મળ્યું અને તે છપાવવા પરવાનગી મળી તે આધારે આ પુસ્તક છપાવી બાહાર પાડવામાં આવ્યું છે.

૨ આ પુસ્તક તૈયાર કરવામાં મુખ્યત્વે કરી પોલીસ નિબંધ તથા નિયમ, સ્થાનિક ફોજદારી કાયદો, ઇન્ડિયન પીનલકોડ તથા પ્રોસીજરકોડ અને આ રાજ્યમાં થયેલા કેટલાક સરક્યુલર, ફૈસલા, ઠરાવ એ વગેરેનો આધાર લેવામાં આવ્યો છે.

આ પુસ્તકમાં પોલીસ પટેલને વિશેષે કરીને જાણવા જેવી બાબતો દાખલ કરવામાં આવી છે, બાબતો ઘણી ટુંકાણમાં લેવી પડી છે કારણ કે જો તેમ કરવામાં ન આવે તો પુસ્તકનું કદ ઘણું મોટું થઇ જાય અને પોલીસ પટેલ જેવા લોકોને માટે જે હેતુથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે તે હેતુ પણ જળવાય નહી, એ વીગેરે હકીકત ધ્યાનમાં લેઇ પુસ્તકનું કદ મોટું ન થઈ જાય એ તરફ નજર રાખી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

૩ આ પુસ્તક પોલીસ પટેલોનેજ ફક્ત ઉપયોગી છે એમ કાંઇ નથી; પોલીસ કાયદા અને ફોજદારી કાયદાના વિષયની માહિતી મેળવનાર કોઈ પણ ઇસમને તે ઘણું ઉપયોગી થઇ પડશે. અભ્યાસીઓને તત્વજ્ઞાન તરીકે આ નાનું પુસ્તક ઘણું સહાયભુત થઇ પડશે એમ અમને ખાત્રી છે.

પુસ્તકની ભાષા અને ગોઠવણુ ઘણી સરળ અને વાંચનારને જલદી સમજાય એવી રીતની રાખવામાં આવી છે.

૪ આ પુસ્તક તૈયાર કરવામાં તથા તેના પ્રુફ વીગેરે તપાસવામાં જોઈએ તેવો અવકાશ મળેલો નહી હોવાથી કેટલેક ઠેકાણે નજર ચુક યા હસ્તદોષ થયેલા વાંચનાર સજ્જનની દૃષ્ટિએ પડે તો તેને માટે અમે માફી માગીએ છીએ.

તૈયાર કરનાર.



શ્રી

# અનુક્રમણિકા.

---

## ભાગ ૧ પેહેલો.

## પોલીસ નિબંધ.

---

## ભાગ ૨ બીજો.

## પોલીસ ખાતા સંબંધી નિયમ.


| બાબત. | પૃષ્ટ |
|---|---|
| ખાતાનું બંધારણ.................................... | ૮ |
| પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ અને પોલીસ નાયબ સુબાના કામ.... | ૮ |
| સર ફોજદારનાં કામ.................................... | ૧૦ |
| ફોજદારનાં કામ.................................... | ૧૧ |
| ફડ ફોજદારનાં કામ.................................... | ૧૫ |
| નાયબ ફોજદારનાં કામ.................................... | ૧૫ |
| નાયબ ફોજદારથી નીચેના દરજ્જાના નોકરોનાં કામ........ | ૧૬ |
| પોલીસ રીસાલદારનાં કામ.......................... .. | ૧૬ |
| નીમનોક, બહેડતી, ફેરબદલી, રજા, બરતર્ફી, દંડ, સસ્પેન્ડ વગેરેનો અધિકાર બાબત.................................... | ૧૭ |
| ખર્ચ બદલ.................................... | ૨૩ |
| પગાર તથા ભથ્થા ભાઠા બાબત.................................... | ૨૩ |
| ફંડ બદલ.................................... | ૨૫ |
| પરીક્ષા સંબંધી.................................... | ૨૭ |
| કારકોળ.................................... | ૩૦ |
| પોલીસ નોકરોના જામીન લેવા વિશે....... ............. | ૩૩ |


---

## ભાગ ૩ ત્રીજો.

## પોલીસ પટેલ સંબંધી.

૧ પોલીસ પટેલની નીમનોક કરવી, દંડ કરવો, બરતર્ફ કરવો રજા આપવી વગેરે સંબંધી........................ ૩૪
૨ પોલીસ પટેલનાં કર્તવ્ય કર્મ તથા તેમણે ધ્યાનમાં રાખવા જોગ બાબતો.................................... ૩૫
ડાણાની રૂલ.................................... ૩૯
પટેલોની પરીક્ષા સંબંધી................................ ૩૮

---

## ભાગ ૪ ચોથો.

## ફોજદારી ગુન્હા સંબંધી.

પ્રકરણ ૧ લું—સ્થાનિક ફોજદારી કાયદા તથા હિંદુસ્તાનના ફોજદારી કાયદા (પીનલકોડ) સંબંધમાં જાણવા જોગ મુખ્ય મુખ્ય બાબતો... ૫૨
પ્રકરણ ૨ જું—૧ સાધારણ સમજણની વ્યખ્યાઓ...... ૬૦
" ૨ ગુન્હાનાં સ્વરૂપ ઓળખવા બાબતની વ્યાખ્યાઓ.............................. ૬૩
પ્રકરણ ૩ જું—શિક્ષાના પ્રકાર તથા તે સંબંધી જાણવા લાયક મુખ્ય મુખ્ય બાબતો.............. ૭૫
પ્રકરણ ૪ થું—સ્થાનિક કાયદા અને પીનલકોડમાંના ગુન્હાઓની અંદરની રચનામાં ફેર છે તે બાબત. ૮૪
પ્રકરણ ૫ મું—૧ સાધારણ અપવાદ.................. ૮૮
૨ ખાનગી બચાવના હક બાબત.......... ૯૩
પ્રકરણ ૬ ઠું—૧ મદદગારી બાબત.................... ૯૯
૨ કોશીશ બાબત.......................... ૧૦૫

---

## ભાગ ૫ પાંચમો.

## ફોજદારી કોરટો સંબંધી તથા તેમાં કામ ચલાવવાની રીત વગેરે સંબંધી.


પ્રકરણ ૧ લું—ફોજદારી કોરટોની રચના તથા અધીકાર બાબત.................................. ૧૦૮
૧ વરીષ્ટ કોર્ટના અધિકાર................ ૧૦૮
„ ૨ સુબા અને પ્રાંત ન્યાયાધીશના અધિકાર. ૧૧૦
„ ૩ માજીસ્ટ્રેટોના અધિકાર બાબત......... ૧૧૧
પ્રકરણ ૨ જું—માજીસ્ટ્રેટ તથા પોલીસને લોકોએ મદદ તથા ખબર આપવા બાબત................ ૧૧૩
પ્રકરણ ૩ જું—વગર વારંટે પકડવા બાબત............... ૧૧૪
પ્રકરણ ૪ થું— ૧ સમન્સ બાબત.................. ૧૧૭
„ ૨ વારંટ બાબત.......................... ૧૧૮
„ ૩ પ્રોસેસો સંબંધી બીજી કાનુનો.......... ૧૧૮
„ ૪ દસ્તાવેજ વગેરે રજુ કરવા સંબંધી પ્રોસેસો કાઢવા બાબત તથા ઝાડો લેવા સંબંધી નિયમ...................................... ૧૧૯
પ્રકરણ ૫ મું.—તપાસ કરવાના પોલીસના અધિકાર બાબત. ૧૨૦
પ્રકરણ ૬ ઠું.—ફરીયાદ થયા ઉપરથી માજીસ્ટ્રેટોએ આગળ કામ કેવી રીતે ચલાવવું તે બાબતની હકીકત.................................... ૧૨૩
„ ૨ સમન્સના અને વારંટના મુકરદમા એટલે શું?.................................. ૧૨૫
„ ૩ સમન્સના મુકદ્દમાનો માજીસ્ટ્રેટોએ ઇનસાફ કરવા બાબત..................... ૧૨૬
„ ૪ વારંટના મુકરદમાનો માજીસ્ટ્રેટોએ ઈનસાફ કરવા બાબત..................... ૧૨૮

| | | |
|---|---|---|
| પ્રકરણ ૭ મું.— | ૧ તોહોમતનામાં બાબત.................. | ૧૩૦ |
| ,, | ૨ ફેંસલા બાબત........................ | ૧૩૦ |
| પ્રકરણ ૮ મું.— | રાજીનામે ક્યા ક્યા કામમાં લેઇ શકાય તે બાબત........................ | ૧૩૧ |
| પ્રકરણ ૯ મું.— | જામીન ક્યા ક્યા કામમાં લેઇ શકાય તે બાબત................................ | ૧૩૪ |
| પ્રકરણ ૧૦ મું.— | ઓરત કબજે લેવા બાબત.............. | ૧૩૫ |
| પ્રકરણ ૧૧ મું.— | અન્ન વસ્ત્ર બાદલની ફરીયાદ વીશે........ | ૧૩૭ |
| પ્રકરણ ૧૨ મું.— | છેડા છુટકાની ફરીયાદ વીશે............ | ૧૩[illegible] |
| પ્રકરણ ૧૩મું— | કોઇ પણ કામની કેટલા દિવસમાં ફરિયાદ સાંભળવી તે વીશે........................ | ૧૩૯ |
| પ્રકરણ ૧૪ મું— | સુલેહ રાખવા બાબત તથા સારી રીતે ચાલવા બદલ તારણ લેવા બાબત............ | ૧૪૧ |
| પ્રકરણ ૧૫મું— | ગુન્હામાં સામીલ હોનાર સખસને માફી આપવા બાબત............................ | ૧૪૩ |


તા. ૧૨-૧-૯૨

( શ્રી )

# પોલીસ નિબંધ તથા નિયમ અને ફોજદારી કામ ચલાવવા સંબંધી તથા ગુન્હાના કાયદા સંબંધી માહીતીનું પુસ્તક.

---

## ભાગ ૧ લો.

# પોલીસ નિબંધ.

સંવત ૧૯૪૧—સને ૧૮૮૪.

આ રાજ્યમાં પોલીસ ખાતાની વ્યવસ્થા સંબંધી નિબંધ કરવો યોગ્ય જણાયાથી આ નિબંધ શ્રીમંત સરકાર મહારાજ ગાયકવાડ સેના ખાસખેલ શમશેર બહાદુર એમની આજ્ઞાથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

૧ આ નિબંધને "પોલીસ નિબંધ" એવું નામ આપ્યું છે. અને આ નિબંધ તારીખ ૧ લી માહે જુલાઇ સને ૧૮૮૪ થી અમલમાં આવશે.

૨ આ નિબંધમાંના નિયમો વિરૂદ્ધ આ પેહેલાં થયેલા નિબંધ ઠરાવ તથા સરક્યુલરો એમાં જે નિયમો હશે તે આ નિબંધથી રદ થયા છે એમ સમજવું.

૩ પોલીસ, પોલીસ કામદાર, માલ, પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ, તથા પોલીસ નાયબ સુબા આ સંજ્ઞાઓનો અર્થ નીચે લખ્યા પ્રમાણે સમજવો:—

આ નિબંધ પ્રમાણે જે માણસો પોલીસ ખાતામાં નિમવામાં આવશે તે સર્વેનો સમાવેશ "પોલીસ" કિંવા "પોલીસ કામદાર" આ

શબ્દોમાં થાયછે એમ સમજવું; પરંતુ કારકુનોનો તથા બાજે લોકોનો સમાવેશ આમાં થતો નથી.

"માલ" એ શબ્દમાં કોઈપણ જંગમ માલનો, કિંવા પૈસાનો, કિંવા કિંમતી દસ્તાવેજનો સમાવેશ થાયછે એમ સમજવું.

વડોદરા શેહેરની એકંદર પોલીસની વ્યવસ્થા સારૂ જે મુખ્ય કામદાર નીમેલો હોય તેને "પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ" તથા દરેક પ્રાંતની પોલીસ ઉપર તે પ્રાંતની પોલીસની વ્યવસ્થા સારૂ જે કામદાર નીમેલો હોય તેને "પોલીસ નાયબસુબા" એવી સંજ્ઞા આપીછે. આ સંજ્ઞાઓમાં કંઈ ફેરફાર કરવાનું અથવા બીજા અમલદાર નીમવાનું નજરમાં આવે તો તેમ કરવાનો અધિકાર, શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમની આજ્ઞાથી હજુર પોલીસ ખાતાના અધિકારી એમનેછે.

૪ એકંદર રાજ્યની પોલીસ ઉપર હજુર પોલીસ ખાતાની દેખરેખ રહેશે, અને તેની દેખરેખ નીચે દરેક પ્રાંતની પોલીસ ઉપર તે પ્રાંતના સુબાની અગર બીજા જે અમલદારને હુકમ થશે તેની દેખરેખ રહેશે.

૫ વડોદરા શેહેરની પોલીસ ઉપર પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટનો હુકમ રહેશે, તથા દરેક પ્રાંતની પોલીસ ઉપર તે પ્રાંતના પોલીસ નાયબસુબાનો હુકમ રહેશે.

૬ પોલીસમાંના કોઈપણ કામદારને પોતાની નોકરી છોડવાની હોય તો તેણે તે ફોજદારના દરજ્જાથી કમી નહી એવા પોતાના ઉપરી અધીકારીની પરવાનગી શીવાય છોડવી નહી, એવી પરવાનગી ન મળે તો જે તારીખે તેને નોકરી છોડવાની હોય તે તારીખ પેહેલાં એક મહીને તેણે ફોજદારના દરજ્જાથી કમી નહી એવા પોતાના ઉપરી અધિકારીને તે બદલ લેખી ખબર આપવી જોઇએ.

૭ કલમ ૬ માં કહ્યા પ્રમાણે લેખી ખબર આપ્યા શિવાય, અને આપ્યા પછી એક મહિનાની મુદત પૂરી થયા શિવાય, અગર તે પેહેલાં યોગ્ય અધિકારીની પરવાનગી શિવાય, પોલીસમાંનો કોઈ પણ કામદાર જો પોતાની નોકરી છોડીને જશે, તો તે બે મહિનાના પગારથી વધારે નહી એવા દંડને, અથવા ત્રીસ દીવસથી જાસ્તી નહ

ડી એવી આસાન કરશે, કિંવા અને શિક્ષાને પાત્ર થશે.

૮ હમેશાં જે ઠેકાણે પોલીસ રાખવાની જરૂર નથી તે ઠેકાણે વિશેષ બંદોબસ્ત સારૂ પોલીસ રાખવાની જરૂર છે, અને તેનો ખર્ચ અમે આપીએ છીએ એવી કોઇ અરજ કરે તો તે અરજ માન્ય કરવાનો તથા અરજમાં લખેલે ઠેકાણે યોગ્ય જણાય તેટલી પોલીસ નીમવાનો તથા તેનો ખર્ચ અરજદાર પાસેથી વસુલ કરવાનો અધિકાર દરેક પ્રાંતમાં તે પ્રાંતના સુબા અગર જેને તેવા પ્રકારનો અધિકાર આપેલો હોય એવો અમલદાર એને, અને વડોદરા શેહેરમાં હજુર પોલીસ ખાતાના અધિકારીને છે.

આવી નીમેલી પોલીસ બીજી પોલીસ પ્રમાણે સમજવામાં આવશે, તથા તેની ઉપર દેખરેખ પોલીસ નાયબસુબાની અગર પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટની રેહેશે.

આ પ્રમાણે નીમેલી પોલીસનો ઉપયોગ અરજદારે પોતાના ખાનગી ચાકર પ્રમાણે કરવો નહીં.

આ કલમ પ્રમાણે વિશેષ બંદોબસ્ત સારૂ નીમેલી પોલીસ ઉઠાવી લેવા વિશે અરજદાર અરજ કરેતો પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને અને પોલીસ નાયબસુબાને તે અરજ માન્ય કરવાનો અધિકાર છે; પરંતુ જે તારીખથી પોલીસ ઉઠાવી લેવા બદલ અર્જ હશે તે તારીખ પેહેલાં એક મહિને અરજદારે તે અરજ કરવી જોઈએ.

૯ આ રાજ્યના જે ભાગમાં ફિસાદ થઇ હોય કિંવા થવાની બીતી હોય તે ભાગમાં, અગર જે ભાગમાં રહેનારાઓની વર્તણુંક ઉપરથી હમેશાં રાખવાની જે પોલીસ લોકોની સંખ્યા ઠરી હોય તે કરતાં વધારે સંખ્યા રાખવી અવશ્ય છે, એમ નજરમાં આવે તો તે ભાગમાં તેવો હુકમ શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમની આજ્ઞાથી કરવાનો હજુર પોલીસ ખાતાના અધિકારીને અધિકાર છે.

સદરહુ પ્રમાણે જારતી રાખેલી પોલીસ બદલ જે ખર્ચ થશે તે સર્વ કિંવા તેનો કંઇ અંશ, સદરહુ ભાગમાં રેહેનારા લોકો પાસેથી શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમની આજ્ઞાથી વસુલ કરવામાં આવશે.

૧૦ કલમ [illegible] પ્રમાણે વધારે પોલીસ રાખવાં જલનો ખર્ચ જેની પાસેથી વસુલ આવવાનો હોય તે તેની તરફથી નીમેલે વખતે વસુલ ન આવે તો તે જમીનનો ધારો વસુલ કરવા વિશે જે નિયમો હોય તે નિયમો પ્રમાણે મુલકી ખાતાના અધિકારી એમણે વસુલ કરવો.

૧૧ લોકોમાં સુલેહનો ભંગ ન થાય તેટલા સારૂ અગર દંગો અગર મોટી ફિસાદ બંધ કરવા સારૂ, અથવા જે માણસને પકડવાનો પોતાને અધિકાર હોય તેને પકડવા સારૂ કોઇપણને મદદ કરવાનું કહેવાનો અધિકાર યોગ્ય કારણ હોય તો કોઈપણ પોલીસ કામદારને છે.

૧૨ યોગ્ય અધિકારીએ આપેલા કાયદેસર સર્વે હુકમો તથા વારંટો તત્કાળ માન્ય કરીને અમલમાં લાવવાં, લોકોની સુલેહ સંબંધી ખાતગી મેળવીને તે યોગ્ય અધિકારીને કહેવી, ગુન્હા ન થાય તથા લોકોને પીડા ન થાય એવો બંદોબસ્ત રાખવો, ગુન્હેગારોનો શોધ કરીને તેમને યોગ્ય પુરાવા સહીત ઇનસાફ સારૂ હાજર કરવા, જે માણસને પકડવાનો પોતાને કાયદાથી અધિકાર હોય અને તેને પકડવા વિશે વ્યાજબી સબબ હોય તેને પકડવો એ દરેક પોલીસ કામદારનું કામ છે એમ સમજવું. અને આ કલમમાં કહેલા કોઈપણ કારણ વાસ્તે દારૂ પીવાની દુકાનમાં કિંવા જુગારીઓના ઘરમાં કિંવા ખરાબ ચાલના માણસોના અખાડામાં વારંટ શિવાય પેશીને ચોકશી કરવાનો અધીકાર પ્રત્યેક પોલીસ કામદારને છે એમ સમજવું.

૧૩ હથિયારો કીંવા બીજા પદાર્થ ગેરકાયદાનાં કામ સારૂ રાખેલા છે એવું માનવાને યોગ્ય આધાર હોય તો તે સર્વે પકડવાનો અધિકાર નાયબ ફોજદારથી કમી નહી એવા દરજ્જાના પોલીસ કામદારને છે; પરંતુ તેમ કરવા સારૂ કોઇ રહેવાના ઠેકાણામાં પેસવું જરૂર હોય તો વારંટ શીવાય પેસવું નહી.

આ કલમ પ્રમાણે પકડેલાં હથીયારોની કીંવા પદાર્થોની વ્યવસ્થા કરવી તે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટના હુકમથી પોલીસ કામદારોએ કરવી.

૧૪ લોક સ્વસ્થતાના ભંગના અથવા અપરાધોને સંબંધે મા-જીસ્ટ્રેટને મજકુર જાહેર કરવાનો, તથા તે સંબંધે કાયદા પ્રમાણે સમન્સ, કીંવા પકડવાનું વારંટ, કીંવા ઝાડો લેવાનું વારંટ, કીંવા કાયદાસર બીજો કોઇ પણ હુકમ માગવાનો અને છેવટ ફેંસલો થાય ત્યાં સુધી આરોપી મનુષ્ય ઉપર ફરીયાદનું કામ ચલાવવાનો અધીકાર કોઇપણ પોલીસ કામદારને છે.

૧૫ જે ગામે માજીસ્ટ્રેટની સ્થાયીક કચેરી ન હોય તે ગામે નીવારશી માલ હોય તો તે માલ પોલીસે પોતાના તાબામાં લેવો તથા તે જે ગામમાં જડેલો હોય તે ગામના પોલીસ પટેલને સ્વાધીન કરીને તેની પાવતી લેવી, એ દરેક પોલીસ કામદારનું કામ છે તે પાવતી પોલીસ કામદારે તે જગાએ હકુમતવાળા નજીકના માજીસ્ટ્રેટ તરફ મોકલવી.

૧૬ કામથી દૂર થયેલા પોલીસ નોકરે પટ્ટો, કપડાં તથા હથીયારો વગેરે સર્વે સરકારી સામાન સરકારમાં પાછો આપવો જોઇએ. આવો સરકારી સામાન પાછો આપવામાં કોઈ પોલીસ નોકર જાણી જોઇને ગફલત કરશે કીંવા ના કહેશે તો તે સો રૂપીઆ સુધી દંડને, અને દંડ ન આપે તો ત્રણ મહીના સુધી બેમાંના કોઈપણ પ્રકારની કેદને પાત્ર થશે.

૧૭ કોઇ પોલીસ કામદાર જાણી જોઇને પોતાના કરવાના કામમાં ગફલત કરે, અથવા બીકણપણું બતાવે, કિંવા યોગ્ય અધિકારીએ કરેલા કાયદેસર હુકમ પ્રમાણે ન ચાલતાં જાણીજોઈને ઉલટું વરતે, કિંવા પોતાના કબજામાં રાખેલા કેદીઓને વિના કારણ ધક્કા મુક્કી કરે અથવા કરાવે, અને આવી કસુર બદલ માજીસ્ટ્રેટ આગળ કામ ચલાવવું એવું કસુરદાર પોલીસ કામદારની નીમણોક કરનાર અધિકારીની નજરમાં આવે તો તેના ઉપર તેણે ફોજદારીમાં કામ ચલાવવું; અને તે અપરાધ બદલ તે ત્રણ મહિનાના પગાર સુધી દંડને, અથવા ત્રણ મહિના સુધી કોઈપણ જાતની કેદને, અથવા બંને શિક્ષાને પાત્ર થશે.

૧૮ પોલીસે કરેલા કૃત્યથી બીજો કોઇ જાસ્તી શીક્ષાનો ગુન્હો થાય તો તે બદલ ફોજદારી શીક્ષાના નીબંધ પ્રમાણે [illegible]

આ કલમથી ઠરાવેલા અપરાધોમાંથી હરએક ગુન્હા બદલ કોઇપણ મનુષ્યને એકથી વધારે વખત શીક્ષા થશે નહી.

૧૮ જે ઠેકાણે જાત્રા કીંવા મેળા ભરાઇને અગર બીજા કોઈ-પણ કારણથી ઘણાં મનુષ્ય ભેગા થવાનો સંભવ હોય, તે ઠેકાણે બંદો-બસ્ત રાખવાનું કામ પોલીસ કામદારનું છે. અને તે સંબંધે યોગ્ય હુકમ આપવાનો અધીકાર ફોજદારના દરજ્જાથી કમી નહી એવા સર્વે પો-લીસ કામદારને છે.

૧૯ વડોદરા શેહેરમાં શેહેર સુધરાઇના મુખ્ય અધીકારી, અને પ્રાંતમાં તે પ્રાંતના સુબા અગર તેવો અધીકાર જેને આપેલો હોય તેવા કોઇપણ અમલદાર એમના હુકમથી એકાદ ઠેકાણાનું પાણી પીવાના ઉપયોગ સારૂ નીર્મળ રહે માટે તે ઠેકાણે ધોઇને, ન્હાઇને અગર બીજા કોઇપણ પ્રકારે ગંદકી કરવાની કીંવા ગામમાં બીજા કોઇપણ પ્રકારે લો-કોને ઉપદ્રવ થાય એવી ગંદકી કરવાની મનાઇ બદલ જાહેરનામું તે ઠેકાણે પ્રસિદ્ધ જગાએ લગાવેલું હોય તો તે મનાઈ વીરૂદ્ધ વર્તણુંક કરનારા ઉપર માજીસ્ટ્રેટ આગળ કામ ચલાવવાનો અને તેને તત્કાળ પકડયા શીવાય ઇલાજ ન હોય તો તેને પકડવાનો કોઈપણ પોલીસ કામદારને અધીકાર છે. અને આવી મનાઇ વીરૂદ્ધ વર્તણુંક કરનારા ઉપર આ અપરાધની સાબીતી થાય તો શીક્ષાના કાયદા પ્રમાણે તે શીક્ષાને પાત્ર થશે.

૨૦ કલમ ૧૯ પ્રમાણે એકાદ માણસને પોલીસ કામદારે પ-કડયો હોય તો તે માજીસ્ટ્રેટ સમક્ષ હાજર થાય એ વીશે જામીન સુદ્ધાં કિંવા જામીન શીવાય તે માણસનો જાત મુચલકો હવાલદારના દરજ્જાથી કમી નહી એવા પોલીસ કામદારે લેઈને તે માણસને ત-ત્કાળ છોડી મુકવો.

૨૧ કલમ ૭-૧૬-૧૭ એમાં લખેલા પ્રકારના અપરાધોની ચોકશી કરીને નીકાલ કરવાનો અધિકાર નીચે લખ્યા પ્રમાણે મા-જીસ્ટ્રેટોને છેઃ—

૧ ગુન્હેગાર પોલીસ સીપાઇ હોય તો કોઇપણ વર્ગનો માજીસ્ટ્રેટ.

૨ ગુન્હેગાર પોલીસ સિપાઈના ઉપરી દરજ્જાનો પોલીસ કામ-દાર હોય તો પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ.

૨૨ આ નીબંધ પ્રમાણે પોલીસે આગળ કીંવા માજીસ્ટ્રેટ આગળ જે કામ ચાલવાનું તે બદલ, અગર દંડ વીગેરે વસુલ કરવાનો કિંવા કેદ ભોગવવાની, તે બદલ ફોજદારી કામ ચલાવવાની રીતીના નીબંધમાં જે નીયમો આપેલા છે તે પ્રમાણે કરવું જોઈએ.

---

શ્રી.

# ભાગ ૨ બીજો.

## પોલીસ ખાતા સંબંધી નિયમ.

**શ્રીમંત સરકાર મહારાજા સાહેબની હજુરમાંથી સને ૧૮૮૫ સંવત ૧૯૪૧ ની સાલમાં મંજુર થયેલો તે નિયમમાંથી જાણવા જોગ મુખ્ય હકીકતો નીચે બતાવવામાં આવેછે.**

૧ પોલીસ ખાતાની વ્યવસ્થા સંબંધી નિબંધ થયોછે, તે શિવાય સદરહુ ખાતાની અંતર વ્યવસ્થા વીશે કેવી રીતે નીયમ ઠરાવવામાં આવ્યા છે તે આ ઉપરથી જણાશે.

૨ નીચે લખેલી સંજ્ઞાઓના અર્થ નીચે લખ્યા મુજબછે.

ચોકી. — ફોજદારી બંદોબસ્ત સારૂ જે ઠેકાણે નાયબ ફોજદારના દરજ્જાથી કમી દરજ્જાના એક કિંવા વધારે પોલીસકામદાર રાખેલા હોયછે તે ઠેકાણાને "ચોકી" એમ કહેવામાંઆવેછે.

નાયબ ફોજદાર — એક કીંવા વધારે ચોકીઓ ઉપર દેખરેખ રાખવા સારૂ તથા બંદોબસ્ત સારૂ નીમેલા અમલદારને "નાયબ ફોજદાર" કહેવો.

"થાણું" નાયબ ફોજદારનું કામ કરવાના મુખ્ય ઠેકાણાને થાણું કહેવું.

ફોજદાર. — દરેક મહાલની અગર ગહાલના કીંવા શેહેરના ભાગની દેખરેખ સારૂ તથા બંદોબસ્ત સારૂ નીમેલા પોલીસ કામદારને ફોજદાર કહેવો.

ગહાલ કચેરી. — ફોજદારનું કામ કરવાના મુખ્ય ઠેકાણાને મહાલ કચેરી કહેવી.

**પોલીસ ફડ કચેરી.** જુદે જુદે ઠેકાણે પોલીસની ચોકીના પણ બાકી રહેલી પોલીસ શેહેરમાં તથા પ્રાંતની મુખ્ય જગોમાં જે ઠેકાણે રેહેછે, ને શેહેરની તથા પ્રાંતની બધી પોલીસનું જે ઠેકાણે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ અગર પોલીસનાયબ સુબાના હુકમથી કામ ચાલેછે તેને "પોલીસફડ કચેરી" એમ કહેવું.

**સર ફોજદાર.** એકથી વધારે ગહાલો ઉપર દેખરેખ સારૂ તથા બંદોબસ્ત સારૂ સુપ્રિન્ટેન્ડેન્ટ અથવા નાયબસુબાના હાથ નીચે નીમેલા પોલીસ અમલદારને સરફોજદાર કહેવો.

**રીસાલદાર.** શેહેરના અને દરેક પ્રાંતના પોલીસ સ્વાર ઉપર એક મુખ્ય અમલદાર નીમવામાં આવશે તેને રીસાલદાર કહેવો.

---

## ખાતાનું બંધારણ.

૩ બીજો હુકમ થતાં સુધી શેહેરની તથા પ્રાંતની પોલીસમાં નીચે લખેલા દરજાના કામદારો રેહેશે. (કલમ ૨)

૧ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ અથવા પોલીસ નાયબસુબા.
૨ સર ફોજદાર.
૩ ફોજદાર.
૪ નાયબ ફોજદાર.
૫ પાયદળ.
  ૧ જમાદાર, ૨ હવાલદાર,
  ૩ સિપાઈ.
૬ રીસાલો
  ૧ રીસાલદાર.
  ૨ જમાદાર
  ૩ દફેદાર.
  ૪ સ્વાર.

---

## પોલીસ ખાતાના અમલદારોએ તથા તેમના તાબાના કામદારોએ કરવાનાં કામ.

### ૪ પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ તથા પોલીસ નાયબસુબાએ કરવાનાં કામ.

(કલમ ૪ થી ૧૭ સુધી)

**૧ પોલીસ ઉપર દેખરેખ રાખવી.**

૨ તાબાનું ખાતું બરાબર ચલાવવા વિશે ખબરદારી રાખવી.

૩ તાબાની એકંદર પોલીસની વ્યવસ્થા રાખવી.

૪ તાબાના તમામ કામદારોને તેમનાં કામ વેહેંચી આપવાં તથા તે કામ વ્યવસ્થાથી ચલાવવાં.

૫ મહાલોમાં સુબાની સલાહથી થાણાં તથા ચોકીઓ મુકરર કરવી, અને દરેક થાણામાં કેટલાં ગામ તથા ચોકીયો અને દરેક ઠેકાણે કેટલી પોલીસ જોઇએ તે ઠરાવવું.

૬ પોતાના હાથ નીચેના કામદાર તરફથી હુકમનો અમલ બરાબર થાયછે કે નહી તે જોવું અને બાકી કામ બદલ ત્રીમાહી પત્રક મંગાવવું.

૭ તાબાના પોલીસ કામદાર તરફથી આવનારાં રોજનામાં તથા તખ્તા તપાસવા, તેમજ તેમનાં દફતરો તપાસવાં તથા કમી જાસ્તી બાબત દુરસ્તી કરાવવી.

૮ વરસાદના ચાર મહિના શિવાય બાકીના મહિનામાં પોતાની હદમાં ફરવું, અને ફરતી વખત એકજ મુકામે યોગ્ય કારણ વગર આઠ દિવસ કરતાં વધારે રહેવું નહી.

૯ પોતાના તાબાની મહાલ કચેરી, થાણાં તથા ચોકીયો તપાસવી. બધી મહાલ કચેરીઓ વરસમાં નીદાન એક વખત પણ તપાસવી. અને તાબાનાં થાણાં પૈકી વરસમાં નીદાન ½ થાણાં તપાસવાં.

૧૦ વીશેષ ગુન્હો થયાની ખબર મળતાંજ તેના તપાસ સારૂ પોતે જવું; ન જવાનું યોગ્ય કારણ હોય તો રોજનામામાં લખવું.

૧૧ રોજનામાની નકલ દર શોમવારે હજુર પોલીસખાતામાં પ્રાંતના સુબાની મારફત મોકલવી.

૧૨ પડત ગુન્હા સંબંધી જે તે અમલદાર તરફથી તજવીજ રહેછે કે કેમ તે જોવું.

૧૩ પડત ગુન્હાનાં કામ તપાસણીમાં જણાય તે પૈકી કાઢી નાંખવા યોગ્ય તેમની નજરમાં આવે તેની યાદ તેમણે સાલ આખરના શુમારમાં સુબાસાહેબ તરફ કારણસહ આપવી, અને સુબાના હુકમથી સદરહુ કામ કાઢી નાંખવાં.

## ૫. સરફોજદારનાં કામ.

### (કલમ ૧૯ થી ૩૦ સુધી)

૫ મી કલમ—

૧ પોતાની હદમાંની મહાલ કચેરીઓ, થાણાં, ચોકીયો જેટલી હશે તેટલી તપાસવી.

૨ પોતાની હદના પોલીસ લોકો નીયમ પ્રમાણે નોકરી કરેછે કે નહી તથા ડ્રેસ, હથીયાર અને ઇતર ઉપયોગનો સામાન બરોબર રાખેછે કે નહી તે જોવું.

૩ પોતાના તાબાની મહાલ કચેરીઓ મહીનામાં એક વખત તપાસવી તથા ચોમાસામાં દર મહીને નીદાન એક મહાલ કચેરી પણ તપાસવી. બધાં થાણાં તથા ચોકીયો વરસમાં નીદાન એક વખત પણ તપાસવાં; તપાસણીમાં પોતાના અધીકાર પ્રમાણે સુધારવું, અધિકાર ઉપરાંતને માટે પોલીસ નાયબસુબાને જાહેર કરવું.

૪ પોલીસ કામદારને, ફોજદાર તરફથી તથા નાયબ ફોજદાર તરફથી પોલીસ નીબંધ, નીયમ, વટ હુકમની માહીતી વખતે વખત આપવામાં આવેછે કે કેમ તે બાબત ફરતી વખત જોવું, અને પોતાના તરફથી જે સમજુત આપવાની તે આપવી.

૫ ગુન્હા ન થવા દેવા વિશેની, થયેલા ગુન્હા શોધી કાઢવા વિશેની તથા ગુન્હામાં ગએલા માલના વળતર વિશેની જવાબદારી મહાલના ફોજદાર ઉપર છે તેજ પ્રમાણે સરફોજદાર ઉપર પણ છે, અને પડત ગુન્હા શોધી કાઢવાની જવાબદારી વિશેષ કરી સરફોજદાર ઉપર રાખી છે.

૬ પોતાની હદમાં મોટી જાત્રા, મેળા વગેરે ઠેકાણે બનતા સુધી જાતે જઈ બંદોબસ્ત રાખવો.

૭ પોતાના રોજકામનું નમુના પ્રમાણે રોજનામું રાખવું;અને તેની નકલ દર ગુરવારે પોલીસ નાયબ સુબા તરફ મોકલવી.

૮ ખુન, દરોડા, જબરીની ચોરી કીંવા વિશેષ સ્વરૂપના ઇતર ગુન્હાની ખબર લાગતાંજ ~~ગુન્હાના ઠેકાણે~~ તપાસસાર જાતે જવું, કાંઇ

યોગ્ય કારણથી ન જવાય તો કારણ સાથે પોલીસ નાયબસુબા તરફ જાહેરાત આપવી.

૯. જે ગુન્હાઓ તપાસ ફોજદાર તરફથી થાયછે તેવાં કામમાં પોતે સ્વતંત્ર રીતે ચોકશી કરવી નહીં.

૧૦ તપાસનું કામ ફોજદાર તરફથી લેવાની આવશ્યકતા હોય તો પોલીસ નાયબસુબાની મંજુરીથી લેવું.

૧૧ ખુન, દરોડા, ખાતર ચોરી અગર બીજા મહત્વના ગુન્હાનાં કામ માજીસ્ટ્રેટ અગર બીજી કોર્ટ તરફ ચલાવવાં, અગર તે કામમાં સરકારી વકીલ હોયતો તેને માહીતી આપવા જાતે જવું અગર પોલીસ નાયબ સુબાની મંજુરીથી વાકેફગાર ફોજદાર કિંવા નાયબ ફોજદારને મોકલવો.

---

## ૬ ફોજદારનાં કામ.

(કલમ ૩૨ થી ૬૧ સુધી).

૬ ઠ્ઠી કલમ—

૧ પોતાની હદમાંનાં સઘળાં થાણાં તથા ચોકીઓ તપાસવી. ચોમાસા શીવાયના મહીનામાં નીદાન એક વખત તપાસવાં જોઇએ, ચોમાસામાં જેટલાં તપાસાય તેટલાં તપાસવાં.

૨ પોતાની હદમાંના પોલીસ લોકો નીયમ પ્રમાણે નોકરી કરે છે કે નહી, ડ્રેસ, હથીયાર તથા ઈતર ઉપયોગી સામાન બરાબર રાખે છે નહી તે જોવું.

૩ તપાસણીમાં જે કમી જારતી જણાય તે પોતાના અધિકાર પ્રમાણે સુધારવું, અધિકાર ઉપરાંતને માટે યોગ્ય અધિકારી તરફ જાહેર કરવું.

૪ પોલીસ અમલદારને પોલીસ નીબંધ, નીયમ તથા વટહુકમની માહીતી ફરતી વખતે, વખતો વખત (મહીનામાં નીદાન એક વખત) આપતા જવી.

૫ પોતાની હદમાં જે ઠેકાણે જાત્રા, મેળા વગેરે ભરાય તે ઠેકાણે

જનતા, સુખી અને [illegible] બંદોબસ્ત રાખવો.

૬ પોતાના રોજકામનું રોજનામું ઠરેલા નમુના પ્રમાણે લખવું. અને તેની નકલ આજની આવતી કાલે એ મુજબ પોલીસ નાયબ સુબા તરફ મોકલવી.

૭ ૧ ખુન, ૨ સદોષ મનુષ્ય વધ, ૩ ધાડ, ૪ મોટો હંગામો અગર જે હંગામામાં મહા વ્યથા થઇ હશે, ૫ ટપાલ લુંટ. એ પાંચ ગુન્હાની ખબર ફોજદારને મળતાંજ તેમણે તુરત તે બદલની ખબર સરફોજદાર, પોલીસ નાયબ સુબા, સુબા તથા હજુર પોલીસખાતાના અધિકારી તરફ નમુના પ્રમાણે પત્રક ભરી મોકલવી.

૮ ૧ આત્મહત્યા, ૨ જેમાં દગાથી મૃત્યુ થયાનો સંશય હોય એવા આપઘાતનું અગર કોઇપણ આપઘાતનું મૃત્યુ, ૩ મહાવ્યથા, ૪ જબરીની ચોરી, ૫ ઘર ફોડવું, ૬ રૂા.૨૦૦ કરતાં વધારે રકમની ચોરી. એ ગુન્હાની ખબર ફોજદારને મળતાંજ તેમણે સરફોજદાર તથા પોલીસ નાયબ સુબા તરફ નમુના પ્રમાણે પત્રક ભરી મોકલી ખબર આપવી; પણ આ ગુન્હા સરહદ ઉપર થયા હોય તો તે બદલની ખબર ઉપરની પેટા કલમ ૭માં લખેલા સર્વ અધીકારીના તરફ આપવી જોઇએ.

૯ ઉપરની પેટા કલમ ૭–૮ માં કહેલા ગુન્હાની ખબર મળતાંજ અધીકારવાળા માજીસ્ટ્રેટ તરફ ગુન્હાની જાહેરાત આપવી ને પોતે તપાસ સારૂ જાતે જવું. કાંઇ યોગ્ય કારણસર ન જવાય તો તે બદલ કારણસહ પોલીસ નાયબ સુબા તરફ સરફોજદારની મારફત રીપોર્ટ કરવો.

૧૦ પોતાની હદના સર્વ ગુન્હાનો તથા ગુન્હેગારનો પત્તો લગાવવો તથા ગુન્હા ઓછા થવા વીશે બંદોબસ્ત રાખવો, એ વીશેની જવાબદારી ફોજદાર ઉપરછે.

૧૧ મહાલ કચેરીમાં જે પોલીસ કામદાર હશેતેમની દરરોજ હાજરી લેવી.

૧૨ ડ્રેસ તથા હથિયાર બરોબર છે કિંવા નહી તે બાબતનો તપાસ દર શનીવારે કરવો ને કોઈની કસર વગેરે માલમ પડે તો તે બાબત યોગ્ય તજવીજ કરવી.

૧૩ પોતાની હદમાં કોઇ ઠેકાણે મહામારી, દેવી, જનાવર-ના રોગ અગર એવા કોઈ મોટા રોગનો ચાળો થાય તો તે બાબત-ની જાહેરાત તાબડતોબ પોલીસ નાયબ સુબા તથા પ્રાંતના મેડિકલ ખાતાના અધિકારી તથા ચીફમેડીકલ ઓફીસર સાહેબ અને હજુર પો-લીસ ખાતાના અધીકારી સાહેબ તરફ આપવી. જે ગામે સદર પ્રકાર-ના આજાર હશે તે ગામ લશ્કરને આવવા જવાના રસ્તા ઉપર અ-ગર રસ્તાની આસપાસ ૧૦ મૈલની અંતર હશે તો જાહેરાતમાં સ્પષ્ટ ખુલાસો લખવો.

ટીપ—આવી જાહેરાત રોગ શરૂ થાય ત્યારથી તે બંધ થયા બાદ ૧૫ દીવશ સુધી દરરોજ આપવી. ( એ. હુ. આ. સ. નં. ૧ તા. ૩–૧૦–૮૭ )

૧૪ અગ્નિ ઉપદ્રવથી અગર પૂર આવેથી નુકશાન થયાની ખ-બર મળતાંજ તે બદલ પોલીસ નાયબસુબા તથા સુબા અને હજુર પોલીસ ખાતાના અધિકારી તરફ જાહેરાત આપવી.

૧૫ દરેક થાણાના નાયબ ફોજદાર તરફ તેના થાણાનાં ગામ-ની યાદ કરી મોકલવી.

૧૬ થાણાના દરેક ગામે ઠરેલા નમુના પ્રમાણે સહી શિક્કા વા-ળી એક ચોપડી આપવી તથા તેને ટોળી બુક એવું નામ આપવું.

૧૭ પોતાની ગેરહાજરીમાં મહાલ કચેરીમાં એક નાયબ ફો-જદારને હાજર રાખવો.

૧૮ મહાલની હદમાં જેટલા લોકે પેહેલાં ૧ ચોરી, ૨ ધાડ, ૩ જબરીની ચોરી, ૪ રસ્તાલુંટ, ૫ ખાતરચોરી, ૬ ચોરીનો માલ લેવો, ૭ વિશ્વાસઘાત, ૮ ઘરબાળવું વગેરે, ૯ ઝાસા ચિઠ્ઠી બાંધી નુકશાન કરવું, ૧૦ જુગાર રમવો, ૧૧ ખોટાં નાણાં સંબંધી ગુન્હો, ૧૨ ખોટી છાપ ચલાવવી વગેરે, ૧૩ ખુન, ૧૪ સદોષ મનુષ્ય વધ, ૧૫ મહાવ્યથા, ૧૬ છોકરાંને અગર માણસને ચોરી અગર ફોસલા-વી લઈ જવાં, ૧૭ જબરીનો સંભોગ, ૧૮ ચોરી અગર દરોડાની ટોળીમાં હોવું, ૧૯ હંગામો, ૨૦ બનાવટી દસ્તાવેજ સંબંધી ગુન્હો. એવા પ્રકારના ગુન્હા ઉપરથી શિક્ષા ભોગવી હશે તે બદલ એક

પત્રક મહાલમાં તથા થાણામાં ગામવાર રાખવું, અને પ્રત્યેક ચોકીની હદમાં એવા પ્રકારના જે લોક રહેતા હશે તે બદલ યાદી ગામવાર ચોકીના અમલદારને આપવી.

૧૯. ચોકીના લોકોને પગાર વેહેંચવા સારૂ બનતા સુધી પોતે જવું, પોતાને જવાને હરકત હોય તો નાયબ ફોજદારને મોકલવો.

૨૦. ઉપરની કલમ ૧૮ માં બતાવેલા ગુન્હાના કામમાં પોલીસે તોહોમતદારને પકડ્યા પછી તેનું ચેહેરા પત્રક બનેલા કાગળ સાથે, તૈયાર કરી રાખવું અને તોહોમતદારને ઇનસાફ સારૂ મોકલવામાં આવે ત્યારે તે મોકલવું ને તેની નકલ મહાલમાં રાખવી.

૨૧. આ સરકારની હદમાં ગુન્હો કરી કોઇ માણસ બીજી સરકાર કિંવા સંસ્થાનની હદમાં નાશી ગયો હોય, કિંવા ચોરીનો માલ લેઇ ગયો હોય, તેની પાછળ જઈ ત્યાંની હદના કામદાર કિંવા પોલીસપટેલની મારફત પકડવો, તેમ જાડો પણ તે લોકોની મારફતે લેવો. જે માલ મળે તે, કિંવા માણસ પકડ્યો હોય તે ત્યાંના અમલદારના તાબામાં આપી તેની પાવતી લેવી.

એવા ગુન્હેગાર બ્રિટિશ હદમાં નાશી જાય છે તેમને મેહેરબાન એજંટ ગવર્નર જનરલ સાહેબની મારફત સોંપ્યા શિવાય, પરબાર્યા બ્રિટિશ હદમાંથી સોંપી આપે તોપણ સંભાળી લેવા નહી.

ઉપરનો નિયમ ઇતર સંસ્થાનને લાગુ નથી.

૨૨. આપણી હદમાં પર ઈલાકાની સરકારનો અમલદાર સદરહુ મુજબ સરકારી કામે આવ્યો હોય તેને મદદ આપવી.

૨૩. મહાલની હદમાંથી લશ્કર આવતું જતું હોય તેનો શિરસ્તા પ્રમાણે બંદોબસ્ત રાખવો.

૨૪. આગ લાગ્યાના કામમાં ગુન્હો બન્યો હશે એવું તપાસમાં માલમ પડે તો કેસ રીતસર કમીટ કરવાની તજવીજ કરવી. ગુન્હો બન્યો નથી એમ માલમ પડે તો નુકશાનીની રકમ રૂ. ૩૦૦ થી વધારે ન હોય એવાં કામ તાલુકાના બીજા વર્ગના માજીસ્ટ્રેટ તરફ અને રૂ ૩૦૦ કરતાં વધારે નુકશાનીનાં કામ પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ તરફ મોકલવાં.

૨૫ પોતાની હદમાંના ગામોમાં કાવશીયા વગેરે જે લોકોની હાજરી દરરોજ લેવાની તે પૈકી કોઈ આબરૂદાર છતાં કોઈ દહાડે ચોરી અગર બીજા ગુન્હાના કામમાં શિક્ષા ભોગવેલી નથી, કિંવા એવાંજ બીજાં વિશેષ કારણોથી તેને દરરોજની હાજરીમાં ન આવવાની છુટ આપવી એવું ફોજદારની નજરમાં આવે તો તેમણે તે માણસના નામનો એક લેખી પરવાનો તેને આપવો.

ટીપ—ઉપરની કલમો પૈકી જે જે કલમોમાં ફોજદારે પોલીસ નાયબસુબા તરફ જાહેરાત આપવી એમ લખ્યુંછે તે તે ઠેકાણે શેહેરના ફોજદારે પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ તરફ જાહેરાત આપવી જોઈએ. શિવાય શેહેર ફોજદારે કાવશીયા લોકોની હાજરી લેવી.

---

## ફડ (હેડ ક્વાર્ટર) ફોજદારનાં કામ.

૭ ફડ ફોજદારે પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ અગર પોલીસ નાયબસુબાના હુકમ પ્રમાણે પોલીસ ફડ કચેરીનું તથા ઈતર કામ કરવું.

( કલમ ૬૩ )

## નાયબ ફોજદારનાં કામ.

૮ મી કલમ. ( ક. ૬૫ થી ૭૫ સુધી. )

૧. નાયબ ફોજદારે પોતાના તાબાનાં થાણાં તથા ચોકીઓના પોલીસ લોક પોતપોતાની હદનાં ગામોમાં ફરે તથા ગસ્ત કરે તે વિશે બંદોબસ્ત રાખવો.

૨. પોતે દરરોજ જે કામ કર્યું હોય તે બદલ ફેરણી પત્રક રાખી તેમાં દરરોજનું કામ નોંધવું અને મહીના આખરે તેનો ઉતારો ફોજદાર તરફ મોકલવો.

૩. પોતાના તાબાનાં ગામોની યાદ થાણામાં ખુલ્લી જગાએ ચોઢવી. ને તેમાં ચોકીઓ નીમેલી હોય તે હકીકત પણ દાખલ કરવી.

૪. પોતાની હદમાં ગુન્હો થયાની ખબર થતાંજ ફોજદાર તરફ જાહેરાત આપવી.

૫. પોતે તથા તાબાના પોલીસ કામદારે ગુન્હા સંબંધે તપાસનું કામ કર્યું હોય તેની વરધી ફોજદારને આપવી.

૬. પોતે તથા તાબાના પોલીસ કામદારે થાણામાં અગર ફરતી વખત મહામારી, હેગી અગર એવા મોટા રોગનો ચાળો ઉત્પન થયાની તથા અગ્નિ ઉપદ્રવ તથા મોટું પુર આવ્યાની ખબર થતાંજ નાયબ ફોજદારે ફોજદાર તરફ તુરતા તુરત ખબર આપવી.

૭. થાણાની તથા ચોકીઓની હદમાં ફરી બંદોબસ્ત રાખવો.

૮. પોલીસ પટેલ કાવશીયા લોકોની હાજરી બરાબર લે છે કિંવા નહી તે જોવું અને હાજરીબુક તપાસી શેરા મારવા.

૯. ફેરણી વગેરે સારૂ થાણું છોડી બહાર ગામ જવું થાય ત્યારે થાણામાં જમાદાર અગર હવાલદાર એ પૈકી કોઈ એક કામદાર હાજર રહે એવી તજવીજ રાખવી.

૧૦. થાણાના ગામથી મોટો રસ્તો જતો આવતો હોય ત્યાં સવારે તથા સાંજરે સિપાઇ સ્વારને ફરવા મોકલતા જવું.

## ૯ નાયબ ફોજદારથી નીચેના દરજ્જાના લોકોનાં કામ.

૧. ચોકીની હદનાં ગામોમાં ફરવા સારૂ દરરોજ એક કિંવા બે સિપાઇ સવંડ પ્રમાણે મોકલતા જવા. આઠ દિવસની અંદર બધાં ગામોમાં સિપાઈ ગયા શિવાય રહે નહી. કોઇ કોઇ વખત અમલદારે પોતે પણ જતાં જવું.

૨. ફરતી વખતે ગુન્હાની ખબર લાગે તો માલ તથા ગુન્હેગાર પકડવાનો યત્ન કરી ઉપરી અધિકારીને તરત ખબર આપવી.

૩. ઉપરી અમલદાર તરફથી જે હુકમ થાય તે વાર ન લગાડતાં બજાવવા.

## ૧૦ પોલીસ રીસાલદારનાં કામ.

૧. પોતાના તાબાના સ્વારોને ઠરાવી આપેલા નિયમ પ્રમાણે કવાયત શીખવવી અને પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ અગર પોલીસ નાયબ સુબા જે હુકમ વખતે વખત કરે તે અમલમાં લાવવા. (ક. ૮૧)

૨. પોલીસ સ્વારોને ફરવાનું કહ્યું હશે તેગણે નીગી આપ્યા પ્રગાણે કામ કરવું. ( કલમ ૮૧. )

## નીમનોક, બદલી, રજા, બરતર્ફી, દંડ, સસ્પેન્ડ વગેરેના અધિકાર બદલ.

૧૧ નીગનોક કરવી બદલી કરવી, રજા આપવી, એક્ટિંગ ઍલાઉન્સ આપવું, બરતર્ફ કરવો, દરજ્જો ઉતારવો અને દંડ કરવો વગેરે બદલ કોને કેટલો અધિકાર છે તે આ સાથે જોડેલા અધિકાર પત્રક ઉપરથી જણાઇ આવશે.

# નિયમની કલમ ૧૧ માં કહેલું અધિકાર પત્રક.

| અનુક્રમ નંબર. | બાબત. | હજુર પોલીસ ખાતાના અધિકારી. | સુબા. | પોલીસ નાયબ સુબા. | સર ફોજદાર. | ફોજદાર. | શેરો. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | નીમણોક કરવી. | રૂા. ૫૦ કરતાં વધારે અને રૂા ૧૦૦સુધીના કામદારો. | રૂ. ૩૦ થી વધારે અને રૂ.૫૦ સુધીના કામદારો. | રૂ. ૩૦ અને તેથી કમી પગારના કામદારો. | ० | ० | ૧ શેહેરમાં પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટને રૂ ૩૦ સુધીની નેમણોક કરવાનો અધિકાર છે. તે ઉપરાંતને માટે હજુર પોલીસ ખાતામાં સીફારસ કરવી.<br>૨ તાબાના અમલદારો તરફથી નીમણોક કરવા બાબતના અભિપ્રાય લખાઈ આવે તો બનતા સુધી તે ઉપર નજર રાખી નીમણોક કરવી.<br>૩ આક્ટિંગ નીમણોક કરવાનો પણ કાયમની નીમણોક કરનારને અધિકાર છે. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨ | બદલી કરવી. | પો. ના. સુબા અગર પો. સુપ્રિ. થી કમી દરજ્જા ના કોઇપણ પોલીસ કામદારની બદલી એક પ્રાંત માંથી બીજા પ્રાંતમાં કિંવા પ્રાંતમાંથી શેહેરમાં અગર શેહેરમાંથી પ્રાંતમાં. | સર ફોજદારની તથા ફોજદારની. | સર ફોજદારની તથા ફોજદારની એમની સુબાની મંજુરીથી. નાયબ ફોજદાર તથા તેમના તાબાના કામદાર. | સ્વાર. સિપાઈ. પાયદળ. જમાદાર. એમને તાબાનાતાલુકાઓની હદમાં. | સ્વાર. સિપાઈ. જમાદાર. પાયદળ. એમની તાલુકાની હદમાં. | |
| ૩ | રજા આપવી. | પો. ના. સુબા તથા પો. સુપ્રિ.ને ૮દીવસથી વધારે કેજ્યુઅલરજા હજુર મંજુરીથી. સર ફોજદારની હકની રજા એક માસ સુધી. ફોજદાર તથા રીસાલદારને એક | પો. ના. સુબાને તાત્કાળીક રજા એકી વખત એક અઠવાડીયા સુધી. (તે બાબત હજુર પો. ખાતામાંજાહેરાત આપવી.) સરફોજદારને ૮ દિવસકરતાંજાસ્તી કેજ્યુઅલ રજા. | સરફોજદારને તાત્કાળીક રજા એક અઠવાડીયા સુધી. ફોજદારને તથા રીસાલદારને તાત્કાળીક ના.ફોજદાર તથા તેથી કમી દરજ્જાનાપોલીસ કામદાર અને | | મહાલોમાંના ના. ફોજદારતથાતેથીનીચા દરજ્જાના નોકરો તથા સ્વારોને તાત્કાળીક રજા એક અઠવાડીયાસુધી. | નાયબ ફોજદાર તથા તેમનાનીચેના દરજ્જાના કામદાર તથા રીસાલદારના દફેદાર,સ્વાર એમના પૈકી કોઈને રજા આપતી વખતે રજા આપનાર કામદારે પોતાના તાબાના લોકો પૈકી સેંકડે ૧૦ થી વધારે લોક રજા ઉપર નથી એવી ખાત્રી કરી લેઇ રજા આપવી. સેંકડે ૧૦ થી વધારે રજાપર હોય |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | મહીના કરતાં જાસ્તી હકની રજા તથા નિયમ પ્રમાણે બીજી સર્વ પ્રકારની રજા. | ફોજદારની એક માસ સુધી હકની, રીસાલદારને એક માસ સુધી હકની. | સ્વાર, દફેદારતથા સ્વાગેના જમાદાર એમની નિયમમુજબ સર્વ પ્રકારની રજા. | | | એવે પ્રસંગે પણ જરૂરીયાત કારણસર રજા આપવી પડે તો તેના ઉપરી તરફ જાહેર કરવું. |
| ૪ | આાકિટંગ ઍલાઉન્સ. | આર્કટીંગ ઍલાઉન્સ બદલ જે આ રાજ્યનાં નિયમ કર્યા છે તે પ્રગાણે મળશે; પરતુ નાયબ ફોજદારની જગોથી નીચેના દરજ્જાની જગોનું કામ કર્યા બદલ આકિટંગ ઍલાઉન્સ મળશે નહી તેગજ સરખા દરજ્જાની જગેએ આકિટંગ નીમ્યો હોય તેને પણ મળશે નહી. | | | | | |
| ૫ | બરતરફ કરવો. | જેમના પગાર રૂ.૩૦ થી વધારે અને રૂ. ૬૦ સુધી છે તેને. | જે કાગદારના પગાર રૂ. ૨૦ થી વધારે અને રૂ.૩૦ સુધી છે તેને. | રૂ. ૨૦ સુધીના કાગદારને. | | | |
| ૬ | સસ્પેન્ડ કરવો. | ફોજદારને. રીસાલદારને. | રૂ ૫૦ સુધીના ફોજદારને રૂ ૫૦ કરતાં વધારે પગારના ફોજદારને તથા રીસાલદારને જરૂરી કારણહોય તો સુબાએ સસ્પેન્ડ કરવા પણ તેમ કરવાના કાર- | નાયબ ફોજદાર તથા તેથીનીચેના દરજ્જાના સર્વપાલીસ કાગદાર,સ્વાર, સ્વાગેના અમલદાર જેમનોપગાર રૂ ૩૦ કરતાં વધારે નહી હશે તેમને. | પોતાની હદમાંનાસિપાઈ હવાલદાર, જમાદાર, સ્વાર દફેદાર એમને સસ્પેન્ડ કરવા નો અધિકાર છે. તેનુંકારણ | તાણાના સિપાઇને,પણ તે જમ કરવાના કારણની હકીકત તુરત પો. ના. સુબાને જણાવવી ત્યાંથી જે પ્રમાણે હુકમ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | ગુની હકીકત તુરત હજુર પોલીસખાતામાં જણાવી હુકમ થાય તેમ કરવું. | | પો. ના. સુબાને જણાવવું ત્યાંથી જે હુકમ થાય તે પ્રમાણે તજવીજ કરવી. | થાય તે મુજબ અમલ કરવો. | |
| ૭ કમી દરજ્જા ઉપર કાઢવો. | જે અમલદાર જેને બહાલ કરી શકે છે તે તેમને કમી દરજ્જા ઉપર કાઢી શકે છે. | | | | | પરંતુ તેમ કર્યા બદલ તે અમલદારોએ પોતાના ઉપરી અધિકારીને જણાવવું. |
| ૮ દંડ કરવો. | સર ફોજદારતે દર વખતે કસુર બદલ રૂ. ૫૦સુધી | સરફોજદારતથા તેથી કમી દરજ્જાના કામદારોનેએકી વખતે રૂ ૨૫ સુધી પરંતુ આખા વર્ષમાં તે નોકરના એક માસના પગાર કરતાં દંડની રકમ વધારે થવી ન જોઇએ. તેવી જરૂર પડે તો હુ- | ફોજદાર, રીસાલદાર તથા તેનાથી કમી દરજ્જાના કામદાર એમનો દરેક કામમાં રૂ ૧૫ સુધી પરંતુ આખા વર્ષમાં તે નોકરના એક મહિનાના પગાર કરતાં દંડની રકમ વધારે થવી ન જોઇએ. | પોતાના હદ્દામાના સિપાઇ, જમાદાર હવાલદાર, સ્વારસ્વારના દફેદારએમની કસુર રૂબરૂમાં જણાવે તો દરેક કસુર બદલ રૂ ૫ સુધી દંડ કરવાનો અધિ- | તાબાના સિપાઇની પ્રત્યેક કસુર બદલ રૂ ૨ સુધી પરંતુ એકદરે આખા વર્ષમાં દંડની રકમ તેના એક મહિનાના પગાર કરતાં જાસ્તી થવી ન જોઇએ. | ફોજદાર તથા સરફોજદાર જે દંડ કરે તેની ખબર તુરતાતુરત પોલીસ નાયબસુબાને આપવી. અધિકાર કરતાં વધારે દંડ કરવા જેવી કસુર હોય તો ઉપરી અમલદાર તરફ રીપોર્ટ કરી મંજુરી મેળવવી. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | મજુર પોલીસ ખાતાના અધિકારીની મંજુરી લેવી. | | કાર છે પરંતુ આખા વર્ષમાં તેના એક મહિનાના પગારથી દંડની રકમ વધારે થવી ન જોઇએ આને દંડ કર્યા બદલની હકીકત તુરત પોલીસના વણસુબાને જણાવવી. | |

## ખર્ચ બદલ.

૧૨ કયી જાતનો કેટલો ખર્ચ કરવા મંજુરી આપવાનો કોને કેટલો અધિકાર છે તે મુળ નિયમની અંદર પાન ૧૩૫ ઉપર પત્રક આપેલું છે તે ઉપરથી હકીકત જાણાશે વધારે લંબાણ થઇ જાય તે સબબથી તે પત્રક અહીં દાખલ કર્યું નથી. ઇમારતી કામમાં કંપ્લીશન સર્ટીફિકેટ આપવાનો નીચે લખ્યા પ્રમાણે જેને તેને અધિકાર છે.

૧ ફોજદારને રૂ ૧૦૦ સુધીના કામ બદલ.

૨ સર ફોજદારને રૂ ૧૦૦ ઉપરાંત અને રૂ ૨૦૦ સુધીનાં કામ બદલ.

૩ પોલીસ નાયબ સુબાને રૂ ૨૦૦ ઉપરાંત અને રૂ ૫૦૦ સુધીનાં કામ બદલ.

૪ સુબા સાહેબને રૂ ૫૦૦ ઉપરાંતનાં કામ બદલ.

**ટીપ**—પોલીસ નાયબ સુબાને રૂ ૨૦૦૦ ની રકમ સુધીના કામનું કંપ્લીશન સર્ટીફિકેટ આપવાનો અધિકાર મળ્યો છે. (જુઓ એ. હુ આ. સ. નં. ૧૨૫૧ તા૦ ૧૮–૧૨–૮૬ )

૧૩ જે રકમનો ખર્ચ કરવાની મંજુરી મળી હોય તે રકમનો બનતા સુધી જે ને તે સાલમાં ખર્ચ પડવો જોઇએ.

---

## પગાર તથા ભથ્થા ભાડા બાબત.

(ક. ૧૩૮ થી ૧૪૪ સુધી)

૧૪ પ્રાંતમાંને પ્રાંતમાં મુસાફરી કરનાર પોલીસ કામદારને ભથ્થું મળશે નહીં, પણ તેનું ફરવું આગગાડીથી થયું હશે તો આગગાડી ભાડું મળશે. પ્રાંતની બહાર સરકારી કામે જવું થયેથી નિયમ મુજબ ભથ્થું પણ મળશે. (ક. ૧૩૮)

**અપવાદ**—અમરેલી પ્રાંતના ઓખામંડળના અને અમરેલી પ્રાંતમાંના બીજા ભાગ એ દરમીયાન કોઈ પોલીસ કામદારનું આ-

વતું જતું થશે તેને પ્રાંત ફેર મુસાફરી મુજબ ભથ્થું મળશે.

૧૫ નજર ચુકથી સેવિંગ થએલો પગાર, સેવિંગ થયાની તારીખથી એક વરસની અંદર પ્રાંતમાં સુબાની મંજુરીથી અને શેહેરમાં હજુર પોલીસ ખાતાના અધિકારીની મંજુરીથી આપવો.

૧૬ સ્વાર મેયત થયે તેની જગાએ બીજો માણુસ ન નીમવામાં આવે તો એક મહિના સુધી ઘોડાની ચાકરી તથા ખોરાકીના ખર્ચ સારૂ રૂ ૧૫ સુધી તે સ્વારની જગ્યાની બચત રકમમાંથી પોલીસ નાયબસુબાના હુકમથી મળશે; અને તે પૈસા મેયત સ્વારની જગાએ જેની નીમનોક થશે તેની પાસેથી વસુલ કરવા.

૧૭ કોઇ સ્વારનો ઘોડો અગર ઉંટ મેયત થાય અગર બીજા કોઇ કારણથી નીરૂપયોગી થાય તો બીજો ઘોડો અગર ઉંટ રજુ કરવા તેને બે માસની રજા આપવી. તે મુદતમાં લાયક જાનાવર તે રજુ કરે તો તેને પુરો પગાર આપવો, રજુ ન કરે તો ફરી એક માસની મુદત આપવી તે મુદતમાં લાયક જાનાવર રજુ કરે તો તેને નોકરીમાં દાખલ કરવો; પણ એ ત્રણે મહિનાનો પગાર તેને મળવો ન જોઈએ. એ મુદતમાં પણ લાયક જાનાવર રજુ ન કરે તો તે સ્વારનો હક નોકરી ઉપર કાયમ નથી એમ સમજી યોગ્ય ગોઠવણ પોલીસ નાયબસુબાએ કરવી.

ટીપ—ઘોડો અગર ઉંટ આજારી હોય તો તેના સ્વારને પાયદળ પ્રમાણે નોકરી બતાવી કામ લેવું અને તે જાનવરનો પગાર પણ તેને આપવો.

૧૮ રીસાલા પૈકી કોઇ કામદાર બીન પગારી રજા ઉપર હશે તો રજાની મુદતમાં તેના ઘોડાના ખર્ચ બદલ દર મહિને રૂ ૧૫ સુધી ખર્ચ કરવાનો અધિકાર પોલીસ નાયબસુબાને છે.

૧૯ સસ્પેન્ડ કરેલા નોકરને સસ્પેન્ડ રહેલી મુદતમાં તેના નિર્વાહ સારૂ પગાર આપવાનો અધિકાર નીચે પ્રમાણે પોલીસ નાયબસુબાને છે.

નોકરનો પગાર રૂ ૧૨ કરતાં વધારે ન હોય ત્યારે દરમહિને તેના પગારની રકમના ⅓ સુધી, અને રૂ ૧૨ કરતાં વધારે હોય ત્યા-

ર છે સુધી; પણ તે બંને બાબતમાં નિર્વાહની રકમ કોઈ પણ વખતે દરમહીને રૂા. ૫૦ કરતાં વધારે થવી ન જોઇએ.

૨૦ સસ્પેન્ડ થયેલો માણસ રિસાલા પૈકીનો હશે તો તેના કુલ પગાર પૈકી ઘોડાના ખર્ચ સારૂ દરમાસે રૂા. ૧૫ સુધી યોગ્ય જણાય તે રકમ આપવાનો અને બાકીની રકમમાંથી કપાત જતાં ઉપર લખ્યા પ્રમાણે જાતના નિર્વાહ સારૂ અંશ આપવાનો અધિકાર પોલીસ નાયબસુબા તથા પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને છે,

૨૧ સસ્પેન્ડ થયેલો ઇસમ નિર્દોષ ઠરે, અને તેને બીજી રીતે શાસનની જરૂર નથી એમ લાગે ત્યારે તેને કામ ઉપર બહાલ કરી સસ્પેન્ડ રહેલી મુદતનો પગાર આપવાનો અધિકાર પોલીસ નાયબ સુબાને છે.

---

## ફંડ બદલ.

(કલમ ૧૪૫ થી ૧૫૦ સુધી).

૨૨ પોલીસ કામદારના ડ્રેસ, ઘોડા તથા ઘોડાનો સામાન વગેરે ખરીદ કરવા સારૂ પ્રાંતમાં તથા શેહેરમાં ફંડ કરવું, તેના બે ભાગ કરવા; ૧ ડ્રેસ તથા સામાન ફંડ, અને ૨ ચંદાફંડ.

૨૩ ડ્રેસ વગેરે ખરીદી સારૂ સરકારમાંથી નિયમીત રકમ દરેક માણસ પાછળ દર સાલ મળતી જશે, તે શિવાય પોલીસ નાયબ સુબા અગર પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ ખેરીજ કરી દરેક કામદારના પગારમાંથી નીચે પ્રમાણે દર માસે કપાત કરવ

૦—૪—૦ સિપાઇના.

૦—૬—૦ હવાલદાર તથા જમાદાર કોઇ પણ વર્ગનો.

૦—૮—૦ નાયબ ફોજદાર કોઇ પણ વર્ગનો.

૨—૦—૦ ફોજદાર કોઇ પણ વર્ગના.

૨—૮—૦ સરફોજદાર કોઈ પણ વર્ગના.

### રીસાલા પૈકી.

૧—૮—૦ દફેદાર. ૧-૦-૦ સ્વાર. ૧—૮—૦ જમાદાર.

પોતાનો તથા ઘોડાના સાગાનનો ગળીને.

૨-૮-૦ રીસાલદાર, પોતાનો તથા ઘોડાના સાગાનનો ગળીને.

**ટીપ.** એ. હુ. આ. પો. ડી. નં.૪૮ તા. ૩-૪-૮૬ થી આ કલગ સુધર્યા પ્રગાણે લખી છે.

૨૪ ડ્રેસફંડ તથા સરકારથી મળવાની રકમ ગળીને જેટલી રકમ થાય તેગાંથી ફુલ ડ્રેસ દર ત્રણ વર્ષે (ફોજદાર તથા સરફોજદારને ગાત્ર ૬ વર્ષે) તથા બીજા ડ્રેસ દરવર્ષે એ પ્રગાણે કરવા. કીયા હોદ્દાના ડ્રેસગાં કીયો સાગાન જોઈએ તે ઠરાવવાગાં આવશે.

૨૫ **ચંદાફંડ**—એટલે જરૂરી વખતે ઘોડા ખરીદ કરવા સારૂ સ્વારને કોઈ રકગ ગળવા સારૂ સવડ થાય ગાટે એક ફંડ કરવું તેને ચંદાફંડ કહેવું.

આ ફંડ સારૂ રીસાલા પૈકી દરેક કાગદાર તરફથી દર ગહિને રૂ ૨ પ્રગાણે કપાત કરતા જવી. આ કપાત આપનારનો ઘોડો મૈયત થશે તો તે નવીન ઘોડો ખરીદ કરવા સારૂ, તેના તરફથી ફંડગાં જેટલી રકમ જમાં થઈ હશે તેટલી તેને આપવી એ શિવાય તેનું બે વર્ષનું ફંડ જમાં થયું હશે તો રૂા. ૨૫ ત્રણ વર્ષનું હશે તો રૂ ૫૦ ચાર વર્ષનું જમાં થયું હશે તો રૂ ૭૫ અને પાંચ કિંવા તેથી વધારે વર્ષનું હશે તો રૂ ૧૦૦ આ મુજબ સરકારમાંથી બક્ષીશ આપવા. બક્ષીશની રકમ કોઈ પણ વખતે રૂ ૧૦૦ કરતાં વધારે આપવી નહી. બે વર્ષની અંદરની મુદતનું ફંડ જમાં થયું હશે તો તેને બક્ષિશની રકગ ગળશે નહી.

**ટીપ.** ફંડની તથા બક્ષિશની રકગ ઉપરાંત ઘોડાની કિંમત જેટલી વધારે બેસશે તેટલી તે ઈસમે ગાંઠની આપવી જોઇએ.

૨૬ ફંડ બદલનો હિસાબ ફડ કચેરીગાં રાખવો. અને તેના ઉપર પોલીસ નાયબ સુબાએ અગર પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટે દેખરેખ રાખવી; તથા તે ફંડ બદલનો ખર્ચ પણ તેગના હુકગથી થવો.

૨૭ પોલીસ નાયબ સુબા તથા પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટે પોતાનો ડ્રેસ પોતાના પદરના ખર્ચથી ઠરેલા નમુના પ્રગાણે કરાવી લેવો.

૨૮ નવો ડ્રેસ આપ્યા પછી જુનો ડ્રેસ તે કામદાર નોકરી ઉપર છે ત્યાં સુધી તેના તરફ રહેવા દેવા હરકત નથી, પણ દરમ્યાન મેયત વગેરે કારણથી કમી થયો હોય તો પાછો લેવો. ને બીજા કોઇ કામદારને વાપરવા સરખો ન હોય તો ફડ કચેરીમાં રાખવો એવા ડ્રેસ ઘણાખરા ભેગા થાય એટલે દર ત્રણ વર્ષે તેની હરાજી કરવી.

## પરીક્ષા સંબંધી.

૨૯ ૧ ફોજદારની પરીક્ષાના વિષયો નીચે પ્રમાણે:— (કલમ ૧૫૧)

| વિષય. | લેખી પરીક્ષાના ગુણ | મોઢાની પરીક્ષાના ગુણ. |
|---|---|---|
| ૧ આ રાજ્યનો ચાલુ ફોજદારી પોલીસ નિબંધ તથા નિયમ. ૨ હજુરના તથા વરિષ્ટ કોર્ટના પોલીસ સંબંધીના તથા ફોજદારી ગુન્હા સંબંધીના વટ હુકમ. | ૧૦૦ | ૨૫ |
| ૩ બ્રિટિશ રાજ્યનો એકસ્ટ્રાડિશન આકટ તથા આ રાજ્યમાં પરહદના ગુન્હેગારને સોંપી આપવા તથા લેવા વિશે થયેલા નિયમ તથા વટ હુકમ. | ૭૫ | ૨૫ |
| ૪ પિનલકોડ. ૫ બ્રિટીશ રાજ્યનો ક્રિમીનલ પ્રોસીજર કોડ બાબ ૧-૩-૪-૫-૬-૯-૧૩-૧૪-૧૫ કલમ ૧૭૭-૧૯૦ બાબ ૩૯-૪૩ તથા કલમ ૫૨૩. | ૧૦૦ | ૨૫ |
| ૬ ગુજરાતી વાંચવું લખવું તથા સાધારણ હિસાબ. | ૫૦ | ૦ |
| ૭ ઘોડા ઉપર બેસવું તથા ગોળી બારનો ઉપયોગ તથા કવાયત. | ૧૦૦ | ૦ |
| | ૪૨૫ | ૭૫ |

ટીપ—ઉપરના વિષયોમાં હાલમાં રેલવે આક્ટ પણ દાખલ થયો છે.

૩૦ પરીક્ષામાં પાસ થવા માટે દરેક વિષયમાં સેંકડે ૩૦ ગુણ અને એકંદરે ૫૦૦ ગુણ પૈકી ૨૦૦ ગુણ ઓછામાં ઓછા મેળવવા જોઇએ.

૩૧ ફોજદારના હોદ્દાની જગો, ઉપરની પરીક્ષામાં પાસ થયા શિવાય મળવાની નથી.

૩૨ પરીક્ષા આપવા ઈચ્છનારે તારીખ ૩૧ મી જુલાઇની અંદર પોહોચે એવી રીતે પ્રાંતના સુબા સાહેબ તરફ અરજી મોકલવી, અને તે અરજી સાથે લાયકીનો દાખલો મોકલવો.

૩૩ પરીક્ષા દરેક પ્રાંતના સદર સ્ટેશનમાં દર સાલ અક્ટોબર મહિનાના બીજા શોમવારે અગર તે દિવસે રજા હોય તો રજા પુરી થયે બીજા દિવસથી શરૂ.

૩૪ પરીક્ષા લેવા કમીટી નીમાશે. પાસ થયેલાને હજુર કમીટીના અધ્યક્ષની સહીનો લેખી દાખલો મળશે.

---

૩૫ ૨ સરફોજદારની પરીક્ષાના વિષયો નીચે પ્રમાણેઃ—

| વિષય. | લેખી પરીક્ષાના ગુણ | મોઢાનીપરીક્ષાના ગુણ. |
|---|---|---|
| ૧ આ રાજ્યનો ચાલુ ફોજદારી પોલીસ નિબંધ તથા નિયમ.<br>૨ હુજુરના તથા વરિષ્ટ કોર્ટના પોલીસ સંબંધી તથા ફોજદારી કામ સંબંધી વટહુકમ. | ૧૦૦ | ૨૫ |
| ૩ બ્રિટીશ રાજ્યનો એક્સટ્રાડિશન આક્ટ તથા આ રાજ્યમાં પરહદના ગુન્હેગારને સોંપી દેવા તથા લેવા વિશે થયેલા નિયમ તથા વટ હુકમ. | ૭૫ | ૨૫ |

| | | |
|---|---|---|
| ૪ પિનલકોડ.<br>૫ ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો (ક્રિમીનલ પ્રોસીજર કોડ) | ૧૦૦ | ૨૫ |
| ૬ પુરાવાનો કાયદો........................ | ૭૫ | ૨૫ |
| ૭ હથિયારનો કાયદો.<br>૮ અફીણ તથા આબકારી સંબંધી બ્રિટીશ રાજ્યના કાયદા તથા તે બાબતમાં આ રાજ્યના નિયમ તથા વટ હુકમ. | ૭૫ | ૨૫ |
| ૯ ગુજરાતી લખવું, વાંચવું તથા હીસાબ......... | ૭૫ | ૦ |
| ૧૦ એકાદ ગુનાહનો સારાંશ કાઢી તેના નિકાલી શેરાનો મુસદ્દો. | ૫૦ | ૦ |
| ૧૧ ઘોડા ઉપર બેસવું, તથા ગોળી બારનો ઉપયોગ.<br>૧૨ કવાયત (ઠરાવ પ્રમાણે)................... | ૧૦૦ | ૦ |
| | ૬૫૦ | ૧૨૫ |

**ટીપ**–ઉપરના વિષયોમાં હાલ રેલવે આક્ટ પણ હજુર હુકમથી દાખલ થયેલો છે.

૩૬ પાસ થવા માટે દરેક વિષયમાં સેંકડે ૩૩ ગુણ તો મેળવવાજ જોઇએ. તથા એકંદરે ૭૭૫ પૈકી ૩૮૭ ગુણ તો આવવાજ જોઇએ.

૩૭ સર ફોજદારની પરીક્ષા એક વર્ષના આંતરે એટલે ઇસ્વીસનની જે સાલ એકી હશે તે વર્ષમાં વડોદરા શેહેરમાં નવેંબર મહિનાના પેહેલા શોમવારે અગર તે દિવસે રજા વગેરે હોય તો તે રજા પુરી થયાના બીજા દિવસે શરૂ થશે.

૩૮ પરીક્ષા લેવા સારૂ હજુર હુકમથી કમીટી નીમાશે. પરીક્ષામાં પાસ થયેલા સખસોને હજુર પોલીસ ખાતાના અધિકારીની સહીનો દાખલો મળશે.

૩૯ પરીક્ષામાં આવનાર ઉમેદવારો તરફથી તે જો આ રાજ્યમાં રૂ ૫૦ અગર તે કરતાં વધારે પગારનો નોકર ન હોય તો લાય-

ફીનો દાખલો પોતાની અર્જી સાથે હજુર પોલીસ ખાતાના અધિકારીની કચેરીમાં પરીક્ષા થવાની તારીખથી ૧ માસ અગાઉ મોકલવો.

૪૦ ફોજદારની અગર સરફોજદારની પરીક્ષા પસાર કર્યાથી તેનો, તે હોદ્દાની જગો મળવાનો હક છે એમ સમજવું નહી.

---

## કિરકોળ.

૪૧ પોલીસ ખાતા પૈકી શિરસ્તેદાર, કારકુન, બાજે લોક એમની બહાલી બરતર્ફી, દંડ, રજા વગેરે બદલ જે અધિકાર પોલીસ કામદારો સંબંધી આ નિયમથી જેમને મળેલા છે તેમને તે પ્રમાણે આ લોકો સંબંધી પણ છે એમ સમજવું.

૪૨ કોઈ પણ પોલીસ નોકરે પોતાના ઉપરીના હુકમ શિવાય તપાસનાં કામ વગર બીજે પ્રસંગે પોતાની હદ છોડી બહાર જવું નહીં તપાસ સારૂ જવું થયે ઉપરી તરફ કારણુસહ જણાવવું.

૪૩ પોલીસના હથિયારી ખાતાના માણસોને બીન હથિયારીમાં અને બીન હથિયારીને હથિયારી ખાતામાં દાખલ કરવાનો અધિકાર પોલીસ નાયબ સુબાને તથા પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટને છે.

૪૪ નીચેના દરજ્જા વાળાને જે અધિકાર આપ્યા છે તે તેના ઉપરીને પણ વિશેષ પ્રસંગે છે; પરંતુ વિશેષ પ્રસંગે ઉપરી અમલદારોએ નીચેના અમલદારનો અધિકાર વાપર્યો હોય તો તેનો અમલ બનતા સુધી તે અધિકારવાળા અમલદાર મારફત કરવો.

૪૫ કોઇપણ અમલદારે કરેલા હુકમ ઉપર તે અધિકારીના ઉપરી અમલદાર તરફ અપીલ ચાલશે.

૪૬ કોઇપણ ન્યાયની કોર્ટ આગળ ચાલેલા કેસના સંબંધમાં પોલીસની કસુર, સુરતી, દુર્લક્ષ અગર હયગય જણાઇ આવે, અને તે બદલ પોલીસ ખાતામાં દાખલો રહેવો કિંવા તજવીજ થવી જોઈએ એમ કોર્ટને લાગે તો તેમણે તે બદલ પ્રાંતના સુબા સાહેબ તરફ લખવું. અને વડોદરા શેહેર સંબંધે લખાણ હજુર પોલીસ ખાતા તરફ કરવું. સદરહુ લખાણ ઉપરથી જેણે તેણે લાગલીજ તજવીજ કરી પરીણામ તે કોર્ટને જણાવવું.

૪૭ કોઇ પણ માજીસ્ટ્રેટ અથવા ફોજદારી ન્યાયાધિશને ચાલેલા મુકદમા સંબંધે ગુન્હાના તપાસના કામમાં કોઇ પોલીસને હુંશીયારી વિશે, અગર સારૂં કામ કર્યા વિશે દાખલો આપવો યોગ્ય લાગે તો તેવો દાખલો આપવાનો તેમને અધિકાર છે. પણ તે દાખલો તેમણે પોલીસ નાયબ સુબા અગર પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ તરફ મોકલવો.

પોલીસ કામદારને બઢતી આપતી વખતે સદર દાખલા ઉપર લક્ષ આપવું.

૪૮ પોલીસને કવાયત શીખવવી જોઈએ. નાયબ ફોજદારથી નીચેના દરજ્જાના કામદાર જે વખત પ્રથમ નીમવામાં આવશે તેને કેટલાક દિવસ ફડ કચેરીમાં રાખી પોલીસનું સર્વ કામ શીખવવું તથા કવાયત પણ શીખવવી.

૪૯ પોલીસ કામદારે સરકારી કામ ઉપર પુરા ડ્રેસથી હાજર રહેવું.

૫૦ ફોજદાર તથા સરફોજદાર એમની પાસે ઘોડો હોવો જોઈએ. ને ઘોડો રાખ્યા બદલ પ્રત્યેક મહિનામાં આબિસ્ટ્રાકટ ઉપર શેરો લખતા જવો, જે મહિનામાં ઘોડો રાખ્યો નહી હશે તે મહિનાના પગારમાંથી રૂ૧૫ સુધી કાપવાનો અધિકાર પોલીસ નાયબ સુબા અગર પોલીસ સુપ્રિન્ટેન્ડેંટને છે.

૫૧ રીસાલાના ઘોડા અગર ફોજદાર તથા સરફોજદારના ઘોડા ૧૪-૧ ચૌદ એકના માપ કરતાં ઓછા હોવા ન જોઇએ.

૫૨ પગ રસ્તેથી રસ્તા ચાલની મુસાફરી કેદી પાસેથી દરરોજ ૧૫ મૈલ કરતાં વધારે કરાવવી નહી.

૫૩ ખુનની તપાસમાં પકડેલા આરોપીને રાત્રે બનતા સુધી પોલીસની ચોકીમાં ન રાખતાં નજીકની તુરંગમાં મોકલવો. અગર તેમ ન બને તો સારા જાપતાથી કેદીને રાખવો આજ પ્રમાણે ગુન્હામાં આવેલી તરૂણ સ્ત્રીની બાબતમાં પણ તજવીજ કરવી. તેમ કરવામાં કાંઈ હરકત હોય તો તેણીની આબરૂને ધક્કો ન લાગે એવી તજવીજથી રાખવી.

૫૪ માજીસ્ટ્રેટ આગળ પોલીસ તરફથી કબુલત જવાબ સારૂં

આરોપી આવ્યા પછી તેની કબુલાત થયા બાદ તેને પોલીસના તાબામાં પાછો સોંપવો નહીં પોલીસને જરૂર હોય તો માજીસ્ટ્રેટને લખીને કેદીને મંગાવવો અને દરકાર મટે પાછો મોકલવો.

૫૫ કાવશીના લોકની હાજરી સામાન્ય રીતે એક વખત લેવી. હાજરી લેવાનો વખત તથા એકાદ ગામે વિશેષ કારણથી કાંઈ મુદત સુધી એકથી વધારે વખત હાજરી લેવી એમ હોય તો સુબાસાહેબે હાજરીની વખતો ઠરાવી આપી યોગ્ય કામદાર મારફત પોલીસ પટેલને હુકમ આપવા. પરંતુ વખતો મુકરર કરવી તે ખેતી વગેરેના કામમાં તે લોકોને હરકત ન આવે એવી મુકરર કરવી.

૫૬. હાજરીમાં આવનારા લોકોએ હથિયારો વગેરે સાથે લાવવાં નહી.

૫૭ હાજરીમાં જે લોકો ગેરહાજર હશે તે બદલ જે જે શંકા આવશે તે વિશે પોલીસ અગલદારે તપાસ કરી ગેરહાજરના કારણની ખાત્રી કરી લેવી.

૫૮ કોઈપણ પોલીસ કામદારે હરકોઇ દુકાનદાર અગર વેપારી અગર બીજા કોઇ ઈસમ પાસેથી હકુમતના જોરથી અગર ફોકટ કાંઇ માલ કિંવા રોકડ પૈસા લેવા નહિ, લેશે તો કાયદા પ્રમાણે શિક્ષાને પાત્ર થશે.

૫૯ કોઈ ઈસમ પરહદમાં ગુન્હો કરી આ હદમાં આવ્યાની બાતમી પોલીસને મળે તો તે બદલ પરહદમાંથી લખાણ આવ્યું હોય અગર ન આવ્યું હોય તોપણ તેને આ હદમાં ગુન્હો કરનાર ગુન્હેગાર મુજબ પત્તો લગાવી ગુન્હેગાર તથા માલ હસ્તગત કરવો.

૬૦ જે પદાર્થ તપાસવા માટે કેમિકલએનેલાઇઝર તરફ મોકલવામાં આવે તેની શીલબંધ બેંગીઓ કરવી. તેના ઉપરની શીલના અક્ષર સુવાચ્ય હોવા જોઈએ. તથા બેંગીઓ સાથે જે પત્ર મોકલવામાં આવે તેમાં બેંગીઓ ઉપરની શીલના અક્ષર અવશ્ય જણાવવા જોઈએ.

૬૧ આ નિયમ વિરૂદ્ધ પ્રથમ જે સરક્યુલરો થયા હશે તે રદ્દ સમજવા.

## પોલીસ નોકરોના જામીન લેવા વિશે.

૬૨ પોલીસ નિયમ મંજુર થયેલામાં નોકર લોકોના જામીન લેવા બદલ કાયમ નં. ૩૧ નો નમુનો ઠરેલો છે તેમાં શરતની રકમ મુકરર નહી લખેલી હોવાથી વિચાર થઇને નીચે મુજબ ઠરાવવામાં આવ્યું છે. (એ. હુ. આ. સ. નં. ૧૩ તા. ૧૯-૫-૮૬)

૧ ફુટ પોલીસ સિપાઇ અને હવાલદાર પાસેથી રૂ ૫૦ ની રકમનો, જમાદાર તથા નાયબ ફોજદાર પાસેથી રૂ ૧૦૦ નો, અને ફોજદાર તથા સરફોજદાર પાસેથી રૂ ૫૦૦ નો એવી રીતે હોદ્દાવારો પ્રમાણે રકમોના જામીન લેવા જોઇએ.

૨ માઉંટેડ પોલીસ સ્વાર પાસેથી સીપાઇ પ્રમાણે દફેદાર જમાદાર પાસેથી પાયદળ જમાદાર પ્રમાણે અને રીસાલદાર પાસેથી રૂ ૨૦૦ ની રકમનો એ રીતે રકમોના જામીન લેવા.

સિપાઇથી તે જમાદાર સુધીના હોદ્દેદાર લોકો પાસેથી મળી શકે ત્યાં સુધી આ હદના ધરવાળા જામીન લેવા. તેવા નહી મળે તો સાંકળી જામીન લેવાને હરકત નથી. ને તેથી ઉપલ્યા દરજ્જાના અમલદારો પાસેથી આ હદના રહીશ ધરવાળા જામીન લેવા જોઇએ.

હાલ એ જામીન કતબા સાદા કાગળ ઉપર લખી લેવા જોઇએ. સ્ટાંપનો કાયદો થશે તે વખતે સ્ટાંપ ઉપર લેવા કે નહિ તે બાબત વિચાર થઈ નિકાલ થવાનો છે.

ઉપર પ્રમાણે વહીવટ રાખવો.

એ. હુ. આ. પો. ડી. જા. નં. ૨૦૫૫ તા. ૨૧-૭-૮૬

૬૩ સરકારી નોકરોના જામીન લેવા બાબત શ્રીમંત સરકાર મહારાજા સાહેબની મંજુરીથી મુલકી ખાતામાંથી નિયમ પ્રસિદ્ધ થયો છે તે નિયમ મુજબ પોલીસ ખાતાના જે કારકુનો પાસે શિલક રહેતી હોય તે કારકુનના રૂ ૨૦૦ ની રકમ સુધી જામીન લેવા જોઇએ.

---

શ્રી.

# ભાગ ૩ જો.

## પોલીસ પટેલ સંબંધી હકીકત.

### ૧ પોલીસ પટેલની નીમણોક કરવી, દંડ કરવો, બરતર્ફ કરવો, રજા આપવી એ સંબંધી અધીકાર બદલ.

૧ ગામના પોલીસ પટેલની નીમણોક પ્રાંતના સુબાએ કરવી. તેવી નીમણોક કરતી વખતે ગામમાં જેટલા મતાદાર હશે તે પૈકી જેમને લખતાં વાંચતાં આવડતું છતાં તે જગ્યાનું કામ કરવા ચાલ વગેરેથી વધારે લાયક હશે, એવા માણુસની નીમણોક કરવી. એકથી વધારે મતાદારો કામ કરવાને લાયક હોય તો તેમાંથી દરેકની ત્રણ વરસે વારાફરતી નીમણોક કરવી, મતાદાર પૈકી કોઈ લખનાર વાંચનાર ન હોય તો તેને એક વરસની મુદત તૈયાર થવા આપવી તે મુદતમાં પણ લાયક ન થાય તો, અગર જે ગામમાં મતાદાર નથી એવા ગામમાં તે ગામના ઇતર લોકો પૈકી લખનાર વાંચનાર તથા ચાલથી લાયક હશે એવા માણુસને નીમવો. (પોલીસ નિયમ ક. ૮૨)

૨ ઇનામદાર કીંવા જાગીરદારના ગામના પોલીસ પટેલની નીમણોક પણ ઉપરના નિયમ મુજબ લાયક માણુસ માટે તેમનો અભીપ્રાય મંગાવી તેવા માણુસની કરવી. કદાપિ સુબા સાહેબ અને તેમના અભિપ્રાય વચ્ચે મતભેદ પડે તો કામ અભિપ્રાય સાથે હજુર પોલીસખાતાના અધિકારી એમના તરફ મોકલવું એટલે તેઓ નિકાલ કરશે. (પોલીસ નિયમ ક. ૮૩)

૩ ગામ મોટી વસ્તીનું હશે અગર વધારે કામ હોવાના કારણથી એક પોલીસ પટેલથી તે થઇ શકવાનું નથી એમ હોય તો ઉપરના નિયમને અનુસરીને તે ગામમાં દુયમ પોલીસ પટેલ નીમવાનો સુબાસાહેબ એમને અધિકાર છે. (પો. નિ. કલમ ૮૪)

૪ પોલીસ પટેલને બરતર્ફ કરવાનો અધિકાર હજુર પોલીસ

ખાતાના અધિકારી એમને છે. (પો. નિ. ક. ૮૫)

૫ પોલીસ પટેલનો દંડ કરવાનો અધિકાર પેહેલા વર્ગના મા- જીસ્ટ્રેટથી કમી નહી એવા દરજ્જાના માજીસ્ટ્રેટને છે, તે દંડ એક વર્ષમાં તેની એક વરસની ચાકરીની ઉપજના ⅙ કરતાં વધારે હોવો ન જો- ઈએ. (પો. નિ. ક. ૮૫)

૬ કસુર સારૂ કિંવા બીજી ગેર વર્તણુંક સારૂ તેને સસ્પેન્ડ ક- રવાનો અધિકાર પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને છે. જે કૃત્ય સારૂ તેને સસ્પેન્ડ કરવામાં આવે તે સારૂ તેને બરતર્ફ કરવો જોઈએ એમ હોય ત્યારે તે માજીસ્ટ્રેટે ચોકશીના કાગળ પ્રાંતના સુબા તરફ મોકલ- વા જોઇએ,અને તેમણે પોતાના અભિપ્રાય સાથે હજુર પોલીસખાતાના અધિકારી તરફ મોકલવા. (પો. નિ. ક. ૮૬).

૭ પોલીસ પટેલને રજા આપવી પડે તો, તેની જોખમદારી ઉપર કામને હરકત ન પડે એવો ખાત્રી લાયક બદલી લીધા વગર આપવીજ નહી. તેને રજા આપવા બદલ નિચે લખેલા અમલદારોને નીચે પ્રમાણે અધિકાર છે,

૧ તાલુકાના ફોજદારને, તાલુકાના માજીસ્ટ્રેટનો અભિપ્રાય લેઈ એક મહિના સુધી.

૨ સેકન્ડક્લાસ માજીસ્ટ્રેટને બે મહિના સુધી.

૩ ફરર્ટ ક્લાસ માજીસ્ટ્રેટને ત્રણ મહિના સુધી.

૪ સુબાસાહેબ એમને ત્રણ મહિના કરતાં જાસ્તી રજાની મંજુરીના હુકમો ફોજદારની મારફત મોકલવા.

( હુ અ. પો. ડી. શે. જા. નં. ૭. તા. ૧૦-૨-૮૧)

## ૨ પોલીસ પટેલનાં કર્તવ્ય તથા તેમણે ખાસ ધ્યાનમાં રાખવા જોગ બાબતો.

૮ પોલીસ પટેલે ગુન્હા વિશે તથા ગામના પોલીસ સંબંધી સર્વ કામ વિશે તથા ગામમાં મહામારી (કોલેરા) નો અગર બી- જો કાંઇ ઉપદ્રવ થાય અગર કાંઇ બનાવ બને તે બદલ તુરત નજી- કના ઉપરી અમલદાર તરફ જાહેરાત આપવી.

(પો. નિયમની કલમ ૮૮)

૯ સરકારી કામ સારૂ કોઇ માજીસ્ટ્રેટ અગર પોલીસ અમલ-

દાર મદદ માગે તો તે આપવી. (પો. નિયમની ક. ૮૮)

૧૦ પોલીસ પટેલે આ નિયમ સાથે જોડેલા નમુના નંબર ૩ મુજબ કાવશીયા લોકોનું હાજરી પત્રક રાખી તે લોકોની હાજરી લેવી, અને તે ઉપરી અમલદાર તરફથી હુકમ થાય તેટલી વખત લેવી, હાજરીમાં જે લોકો ગેરહાજર હોય તેનો દાખલો હાજરી બુકમાં લખતા જવો. (પો. નિ. ક. ૮૯–૯૦)

૧૧ કાવશીયા એ શબ્દમાં ધારાળા, ભીલ ઇત્યાદિ જાતના લોકોનો સમાવેશ કરી હાજરી લેવામાં આવેછે. કાવશીયામાં બ્રાહ્મણ વાણીયા પાટીદાર, ઇત્યાદિ ઉજળી વરણના લોકોનો સમાવેશ કરવામાં આવનો નથી. તો પણ તેવા ઉજળી વરણના લોકો ચોરી. ચોરીનો માલ રાખવો, ડાકાઇટી, ઈત્યાદી ભારે ગુન્હા કર્યા બદલ થયેલ શિક્ષા ભોગવી છુટયા પછી તેમને હાજરીમાં દાખલ કરવાની બાબતમાં નીચે લખ્યા પ્રમાણે વહીવટ રાખવો.

૧ બ્રાહ્મણ, વાણીયા, પાટીદાર, ઇત્યાદિ ઉજળી વરણના લોકો (જેનો કાવશીયાની જાતમાં સમાવેશ થતો નથી એવા) ચોરી, ચોરીનો માલ રાખવો, ડાકાઈટી ઇત્યાદી ભારે ગુન્હા કર્યા બદલ એકથી વધારે વખત શિક્ષા ભોગવી છુટયા હશે એવા લોકોને કાવશીયા જાતના લીષ્ટમાં દાખલ કરી દરરોજ હાજરી લેવાનો વહીવટ રાખવો.

૨ કોઇ ઉજળી વરણનો સખસ નમુદ કર્યા પ્રકારનો ગુન્હો કર્યા બદલ એકજ વખત શિક્ષા ભોગવી છુટયો હશે પણ તેની હમેશની વર્તણુંક પોલીસને સંશય આવવા સરખી હશે અને તેવા સંશયનાં કારણ હશે તો એક વખત શિક્ષા ભોગવી હોય તોપણ પોલીસ નાયબસુબા અગર પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ એમની પરવાનગી મેળવી તેવા સખસને દરરોજના હાજરી પત્રકમાં દાખલ કરી કાવશીયા લોકો સાથે નિયમ પ્રમાણે હાજરી લેવાને હરકત નથી.

૩ પેટા કલમ ૧–૨ માં લખેલા શિવાયના લોકો જે નમુદ કરેલા પ્રકારના ગુન્હા કર્યા બદલ શિક્ષા ભોગવી છુટયા હશે તેમને શકદારોના લીસ્ટમાં દાખલ કરી તેમના ઉપર વખતે વખત પોલીસની નજર રહેવી.

ઉપર પ્રમાણે પોલીસ નિયમમાં પુરવણી કલમ વધારવા વીશે શ્રીમંત સરકાર મહારાજા સાહેબે તારીખ ૫ મી ફેબ્રુઆરી સને ૧૮૮૭ ના રોજ મંજુર કર્યું છે.

(એ. હુ. આ. પો. ડી. સ. નં. ૪૬) પો. ની. કલમ ૮૫ अ.

૧૨ કાવશીયા લોકો પૈકી જેમને ફોજદાર અગર બીજા યોગ્ય અમલદાર તરફથી દરરોજ હાજરીમાં ન આવવા બદલનો સેખી દાખલો મળ્યો હશે એવા માણસની દરરોજ હાજરી લેવી નહી પણ વિશેષ પ્રસંગે એવા માણસને હાજરીમાં બોલાવવાને હરકત નથી.

(પો. ની. ક. ૫૧).

૧૩ ગામમાં કાંઇ ગુન્હો વગેરે થાય તે વખતે હાજરી લેવાની જરૂર હોય તો લેવી. (પો. ની. ક. ૫૨.)

૧૪ હાજરીમાં આવેલા લોકોને વિના કારણ ખોટી કરવા નહી,

(પો. નિ. ક. ૫૩)

ખુલાસો—હાજરીમાં તે લોકો જેમ જેમ આવતા જાય તેમ તેમ હાજરી લેતા જવી બધા એકઠા થવાની રાહ જોવી નહી.

(હ. પો. ડી. યા. નં. ૪૪. તા. ૨૬–૮–૮૭)

૧૫ દિવાની કોર્ટના કામ સંબંધી યોગ્ય મદદ આપવી.

(પો. નિ. ક. ૫૪ ).

૧૬ પોતાના હાથ નીચેના ગામના રખા તથા વરતણીઆની પાસેથી અથવા તેવીજ રીતના બીજા માણસોની પાસેથી ગામનું તથા ગામની હદમાંના માલનું રક્ષણ કરવું તથા કરાવવું.

(નીબંધ ૧ ના પ્ર. ૧ ની ક. ૨)

૧૭ ગામમાં અથવા ગામની હદમાં બીજે કોઇ ઠેકાણેથી ચોરટા હરામખોરનું પગલું આવે તો તેજ વખત પટેલ તથા તેના હાથ નીચેના રખા વરતણીઆઓએ પોલીસ કામદારની સાથે રહી મુળ મારગની ખાત્રી કરી લેઇ આગળ ચલાવી આપવું.

(નીબંધ ૧ પ્ર૦ ૧ ની ક. ૪)

૧૮ કોઇ ગુન્હા બાબત હરામખોરની પાક લામ કરવાની હોય તો તે બાબત ગામવાળાએ તથા આજુબાજુના ગામવાળાઓએ કરવી,

પરસ્પર એક ગામવાળાએ બીજા ગામવાળાને બંદોબસ્ત વગેરેના કામમાં મદદ આપવી. (ની. ૧ પ્ર. ૧ ની કલમ ૫)

૧૯ પરઈલાકાના અથવા ગામના હરામખોર લોકોને ગામના લોકો આશરો આપે નહી તથા શેઢાણુ શેટલો ખવરાવે નહી એ બાબતનો બંદોબસ્ત પોલીસપટેલે રાખવો. (ની. ૧ પ્ર. ૧ ની કલમ ૭)

૨૦ સરકારી કામ બાબત પોતાના ઉપરીનો હુકમ થાય તે વખતસર બજાવવો. (ની. ૧ પ્ર. ૧ ની કલમ ૮)

૨૧ પોલીસ પટેલે પોતાના અમલના જોરથી કોઈની ઉપર જુલમ કરવો નહી, અથવા નજરાણો કે લાંચ લેવી નહી. તેજ રીતે કોઇ પ્રકારનો ગુન્હો છુપાવવાને વાસ્તે કોઈ પ્રકારની લાલચમાં પ્રવર્ત્ત થવું નહી. અગર જો તે મુજબ થશે તો તે શિક્ષાને પાત્ર થશે.
(નિ. ૧ પ્ર. ૧ ની કલમ ૧૧)

૨૨ કોઇ માણસ કમોતથી મરી જાય અથવા કોઇ મારી નાંખે તો તેના મરણની ઉપરીને તાબડતોબ ખબર આપવી ને તે ઉપરીએ આવી પંચાયતનામું લેતાં સુધી તેની લાસને બાળવાની રજા આપવી નહી. (નિ. ૧ પ્ર. ૧ ક. ૧૨)

૨૩ પોલીસ પટેલને એમ સમજાય કે આ માણસ કાવશીઓ છે તેથી કાંઇ ગુન્હો થશે તો તેના જામીન વગેરે લેવાના બંદોબસ્ત સારૂ પોતાના ઉપરીને તાકીદથી જાહેર કરવું.
(ની. ૧ પ્ર. ૧ ની કલમ ૧૩)

૨૪ ફરનારા પોલીસ કામદારના ઉપયોગ સારૂ પોલીસપટેલના દફતરે નીચે પ્રમાણે કાગળો રહેછે. ( પો. નીબંધની કલમ ૮૫ )

૧ બદમાશી લોકોનું પત્રક ( જુઓ નમુનો નં. ૧ )
૨ ટોળી બુક ( નમુનો નંબર ૨ )
૩ કાવશીયા લોકોની હાજરી બુક ( નમુનો નંબર ૩ )
૪ રાહદારી લોકો આવે તેની નોંધનું પત્રક (નમુનો નં. ૪)

૨૫ પોલીસપટેલના નિકટના ઉપરી અમલદાર માજીસ્ટ્રેટ તથા ફોજદાર છે એમ સમજવું. (પો. નિ. કલમ ૮૭)

૨૬ સુનેલ (રખડતાં અથવા હરાયાં) જાનવરો સંબંધી ડબા

રાખવામાં આવે છે તે સંબંધી કામ કેટલેક ઠેકાણે સ્વતંત્ર ડબા કામગદારો કરે છે પરંતુ ઘણેખરે ઠેકાણે પોલીસપટેલને તે કામ કરવું પડે છે માટે તે સંબધી નિયમની અગત્ય જાણી આ સાથે આપવામાં આવી છે.

શકદારના ઘરનો ઝાડો પોલીસ પટેલે ક્યારે લેવો તે વિષે.

એ. હુ. આ૦ પો૦ ડી૦ સ૦ નં૦ ૧૨ તા. ૧૫-૫-૮૬

શકદારના ઘરનો ઝાડો થાણાના મુખ્ય અમલદારે જાતે લેવો, તે હાજર નહી હોય તો તેની લેખી પરવાનગી મેળવી તાબાના અમલદારે ઝાડો લેવાનું કામ કરવા બદલ સરક્યુલર નં. ૭ તા. ૨૦-૨-૮૨ નો પ્રસિદ્ધ થયેલો છે; તે પ્રમાણે વહીવટ ચાલતાં કેટલીક હરકતો આવ્યાનું જાહેર થાયછે સબબ તે સરક્યુલર કાયમ રાખી કામમાં અડચણ નહી આવવા માટે આ સરક્યુલર કરવામાં આવેછે.

પરહદમાં ગુન્હા થયેલાના તપાસમાં આ હદના લોકોના ઘરની ઝડતી લેવાની હશે, અને તે કારણસર પરહદના લોકો આ હદમાં આવેલા હશે તેવી વખતે થાણાનો કે તેના તાબાનો અમલદાર નજીક નહી હોય તો, તે ગામના પોલીસ પટેલે ઝાડો રીત મુજબ લેવો ને તે બદલની હકીકત, વાર નહી લગાડતાં થાણાના પોલીસ અમલદારને રીપોર્ટથી જાહેર કરવી.

મણીભાઇ જશભાઇ.
એ. હુ. આ. પો. ડીપાર્ટમેન્ટ.

## કોંડવાડા (ડબા) સ્થાપન કરવા બાબત.

હજુર કચેરી સરક્યુલર નંબર ૧૫ તા૦ ૮-૫-૭૬.

વડોદરા ઇલાકામાં કેટલાક લોક પોતાનાં ઢોર તથા જાનવરોને બાંધી રક્ષણ કરવાનો વગેરે બંદોબસ્ત ન કરતાં છુટાં છોડી મુકેછે. તે જનાવરો બીજાના ખેતરમાં જઇ માલ ખાયછે તથા ખરાબ કરેછે એટલા માટે આવાં જાનવરો પકડી કોંડવાડામાં ઘાલવાં અને આગળ તેની વ્યવસ્થા કરવી અવશ્ય, સબબ નીચે લખ્યા પ્રમાણે નિયમ નામદાર દિવાન સાહેબ એમના હુકમ ઉપરથી ઠરાવવામાં આવ્યા છે.

૧ મોટાં ગામે અને બીજા યોગ્ય ઠેકાણે કોંડવાડા યોગ્ય જ-ણાય તે પ્રમાણે તૈયાર કરવામાં આવશે.

૨ કોંડવાડા તૈયાર કરવાનો કયી જગા કીયે ગામે નીમવી જોઇએ, એનો નિશ્ચય સુબા એમણે કરવો, તથા નિશ્ચય કરતાં પેહે-લાં જે ગામે કોંડવાડા કરવાના તે ગામના લોકોની સંમતિ લેતાં જવી. અને નિયમ કરી કોંડવાડા સ્થાપવા તે તુર્ત બે વરસ સુધી સ્થાપવા. સ્થાપેલા ઠેકાણે હમેશ કોંડવાડા જોઈએ કે કેમ? એ અ-નુભવથી બે વર્ષ પછી કાયમ કરવામાં આવશે.

૩ કોંડવાડાની સંભાળ માટે માણસ સુબાએ મુકરર કરવો. તે માણસ ઘણું કરીને ગામનો પટેલ અગર તેના ભાગદારો પૈકી હોવો જોઇએ.

૪ જેના જુમે કોંડવાડાનું કામ સોંપ્યું તેની તરફ સરકારી બીજું કાંઇ કામ હશે તોપણ હરકત નથી. તથા આવા માણસની કોંડવા-ડાના સંબંધથી બહાલી બરતર્ફી સુબાઓની અખત્યારીમાં રેહેશે.

૫ કોંડવાડામાં જે જનાવરો આવશે તેમને ખાવા પીવાનું જે લાગશે તે કોંડવાડા ઉપર નીમેલા માણસે પુરૂં પાડવું. ઘાસ વગેરેનો જે ખર્ચ લાગશે તે પ્રત્યેક જનાવરને નાંખતી વખત સુબા એમણે ઠ-રાવેલા નિયમ પ્રમાણે કરવો. તથા ગામના નોકર ઢેડ તથા ભંગીઆ હશે તે ઢેડ તરફથી ઘાસ નંખાવતાં જવું તથા ભંગીઆ તરફથી પા-ણી પવડાવતાં જવું. તથા જે ઠેકાણે આવા નોકર લોક નહી હોય તે ઠેકાણે એ કામ માટે સુબાઓની મંજુરીથી કીના ઉત્પંનમાંથી નો-કર રાખવો.

૬ કોંડવાડા ઉપરના કામદારોએ મુકાર (રખડતાં અથવા હરા-યાં) જાનવરોનું એક રજીસ્ટર ગામના તલાટી મારફત રાખી તેમાં જે મુકાર જાનવરો આવશે તે દાખલ કરતા જવાં. સદરહુ રજીસ્ટ-રમાં નીચે લખ્યા પ્રમાણે વિગત લખતાં જવી.

૧ જાનવરોની સંખ્યા તથા તેમનો રંગ તથા શીંગોડીનું વ-ર્ણન તથા ઉમર.

૨ જે દહાડે જે જાનવરો કોંડવાડામાં આવ્યાં તે તારીખ

મિતી તથા વખત.

૩ પકડીને લાવનારનું તથા તેના બાપનું નામ, જાત, ઠે-
ઠાણું, ધંધો.

૪ સમજવામાં આવે તો જેનું જાનવર હશે તેનું નામ, જાત,
ધંધો તથા રહેવાનું ઠેકાણું.

૭ જેઓએ જાનવરો પકડી લાવી રજુ કર્યાં હશે તેને પાવ-
તી આપવી.

૮ કોઈ માણસે ખેતરમાં અગર બીજે ઠેકાણે નુકશાન કરતાં
જાનવરોને પકડયાં હોય તો તે જાનવરોને વિલંબ ન કરતાં કોંડવાડામાં
પોહોચાડવાં.

૯ નુકશાન કરતી વખતે જે જાનવર ઝાલ્યું હશે તે તેની પા-
સેથી જબરીથી છોડાવી લઇ જવા કોઈ પ્રયત્ન કરશે તો જાનવર પ-
કડનારને પોલીસે મદદ આપી જાનવર કોંડવાડામાં પોહોચતું કરવું.

૧૦ ધોરી રસ્તો, કાંસ, તળાવની પાળ, બંધારા અથવા લગા-
વેલાં ઝાડોને જાનવરો નુકશાન કરતાં હશે તો તેને પકડી તરતજ
કોંડવાડામાં પોહોચાડવાનું કામ હરેક માણસનું છે.

૧૧ કોડવાડામાં જે જાનવરો આવ્યાં હશે તે પ્રત્યેક જાનવર
બદલ નીચે લખ્યા પ્રમાણે ફી લેવાનો ઠરાવ કર્યોછે.

રૂા.૨) હાથીના બે રૂપીઆ.

ગા— ઉંટ, ભેંસ, પાડાના નવ આના.

ગ ઘોડા, ઘોડી, બળદ, ગાય, ખચ્ચર, ગધેડાં એના ચાર
૨ આના.

૦)= મેંઢાં, બકરી એના બે આના.

**ટીપ.**–દુધ પીતાં બચ્ચાંની ફી વગેરે કાંઇ લેવું નહી. અને જે
બચ્ચાં ચાર (ઘાસ) ખાતાં હશે તેની ફી વગેરે પુરેપુરી લેવાનો વહી-
વટ રાખવો. (જુઓ હજુર ન્યાયખાતું સરકયુલર નં. ૧૦ તારીખ
૨૦–૭–૮૯).

૧૨ સદરહુ ફીની જે ઉપજ આવશે તે રજીસ્ટરની નકલ સહ

કોંડવાડાની ઉપરના કામદારે મહાલના વહીવટદાર એગના તરફ જમાં થવા માટે મોકલવી.

૧૩ સદરહુ ફી શિવાય જાનવરો સારૂ જે ખર્ચ થશે તે તથા જાનવરોએ જે નુકશાન કર્યું હશે તેના નુકશાનીના આંકડા જેટલો અવેજ લેઇ તેના માલીકને અગર તેના મુખત્યારને જાનવર સોંપવામાં આવશે. એવા પ્રકારે જાનવર પાછું સોંપતી વખત રજીસ્ટરમાં જે પ્રમાણે જાનવરોના માલીક તરફથી અગર તેના તરફથી રૂપીઆ આવ્યા હશે તે પ્રમાણે તેમાં દાખલ કરી જાનવર તેને પાછું આપ્યાની તેના પાસેથી સહી સાક્ષી કરાવી લેવી.

૧૪ કોંડવાડામાં આવ્યા દિવસથી સાત દિવસની અંદર જો કોઇ તે જાનવરનો માલીક પાછું લેવાને હાજર ન થાય તો કોંડવાડાના કામદારોએ તે જાનવર પોતાના રીપોર્ટ સાથે વહીવટદાર તરફ મોકલવું તથા તેની સાથે થયેલા દહાડાના ખર્ચની વિગતવાર યાદી મોકલવી.

૧૫ વહીવટદાર એગણે તત્કાળ આઠ દિવસની મુદતનું જાહેર નામું કરી તેની એક પ્રત મહાલ કચેરીમાં, તથા જે કોંડવાડામાંથી જાનવર આવ્યું હશે તે ગામે એક પ્રત પ્રસિદ્ધ જગાએ લગાડવી. તે જાહેરનામામાં જે જાનવરો હશે તેની સંખ્યા તથા તેનો રંગ અને શીંગોટીનું વર્ણન લખી જે જગાએ જાનવર પકડયું તથા જેનું નુકશાન કર્યું તેની સર્વ હકીકત લખવી.

૧૬ જાહેરાતમાં લખેલી મુદતની અંદર જાનવરનો માલીક આવી જાનવર ન માગે તો વહીવટદાર એગણે જાનવરની ખુલ્લી હરાજી કરવી. જો કદાચ જાહેરનામામાં લખેલી મુદત સુધી જાનવર રાખી મુકવાથી તેની કિંમત કરતાં ખર્ચ વધારે લાગશે એવું વહીવટદારને જણાય તો જાનવર તુરત હરાજ કરવું. તથા તે પ્રમાણે જાહેરનામામાં પણ દરશાવવું.

૧૭ જાનવરનો માલીક હાજર થઈ તકરાર કરશે કે મારા જાનવરે કોઇનું નુકશાન નહી કર્યા છતાં ગેરવાજબી રીતે કોંડવાડામાં આણેલાં છે અને તે બદલની ફી તથા નુકશાની આપવાને હું

કબુલ નથી તથા તે બદલ મેં અલાહીદા ફરીયાદ કરી છે તો થયેલા ખરચ પુરતો આંકડો તથા ફીની રકમ તેના તરફથી લેઈ અનાગત રાખી તેના પાસેથી જમાન લેઇ જાનવર તેને સોંપવું.

૧૮ જો કોઇ જાનવરનો માલીક ઉપરની કલમમાં લખ્યા પ્રમાણે અનામત મુકવા માટે રકમ ન આપે તો જાહેરનામામાં લખેલી મુદત પ્રમાણે તેનાં જે જાનવરો હોય તે જાનવરો પૈકી ખરચની રકમ પુરી થશે તેટલાં જાનવરનો હરાજી કરવી.

૧૯ હરાજીમાં જે ઉપજ આવી હશે તેમાંથી ફી, ખરચ તથા નુકશાન બાદ જતાં બાકી જે રૂપીઆ રહેશે તે તથા બાકીનાં જાનવરો તેના માલીકને અગર મુખત્યારને સોંપી, તેની સાથે એક યાદી ઉપર નીચે લખ્યા પ્રમાણે તપશીલ લખી યાદી આપવી. યાદીમાં જાનવ-રોની સંખ્યા, કેટલા દિવસ કોંડવાડામાં રહ્યાં તે તથા ફીના ખરચ-ની તથા નુકશાનની રકમ, હરાજીમાં વેચેલા જાનવરની સંખ્યા તથા ઉપજેલી ઉપજનો આંકડો એ બધું લખી આપી તે બદલ માલીક પાસેથી પોહોચ લેવી.

૨૦ વહીવટદાર એમણે સદરહુ ફી વગેરેનું જે ઉત્પંન થશે તે અનાગત જમાં કરવું અને તેનો દર મહિને રિપોર્ટ તપશીલવાર સુબા તરફ મોકલતા જવો.

૨૧ વહીવટદાર એમણે ખોરાકી વગેરે બદલ ખર્ચ કોંડવાડા ઉપરના કામદારને, તથા જેનું નુકશાન થયું હશે તેને નુકશાની બદ-લની રકમ તરતજ આપી તેની પોહોચ લેવી.

૨૨ જો કોઇ જાનવરનો માલીક હાજર ન થવાથી તેના જા-નવરની હરરાજી થઇ ફી વગેરે ખરચ જતાં બાકી રકમ અનામત જમાં કરી હશે, અને જો જમાં કર્યા તારીખથી ત્રણ માસની અંદર માલીક આવી પોતાનાં જાનવરો હતાં એવું સાબીત ન કરે તો ત્રણ મહિના પુરા થતાંજ તે રકમ કોંડવાડા ખાતે પાકી જમાં કરવી. સ-દરહુ રકમમાંથી નામદાર દિવાન સાહેબ બાહાદુર એમના હુકમથી કોંડવાડા બાંધવાનો ખરચ, મામમાં રસ્તા દુરસ્ત કરાવવાનો ખર્ચ તથા એવાં બીજાં લોકોપયોગી કામો કરવાનો ખરચ કર્યો જશે.

૨૩ કોંડવાડામાં આવેલાં જાનવરો કોઇ સરકારી નોકરે સમક્ષ

અગર પરભાર્યાં તરફથી હરાજીમાં લેવાં નહીં.

૨૪ કોંડવાડામાં આવેલાં જાનવરના માલીકે, ગેરવાજબી રીતે પકડયાંછે એવી કોઈને અરજ કરવી હોય તો તેણે, વહીવટદાર એ-ગણે કાઢેલા જાહેરનામાની મુદતની અંદર વહીવટદાર એમના તરફ અરજ કરવી. જે ફરીયાદ મોઢાની હશે તો વહીવટદાર એમણે તેજ વખત તેની જુબાની લેવી. જો પુરાવા ઉપરથી તેની હકીકત ખરી છે એમ લાગે તો કોંડવાડામાં જાનવર લાવીને ઘાલનારને સમન્સ કરી બોલાવી ચોકશી કરવી.

૨૫ એ ચોકશીના અંતે એવું જણાઈ આવે કે ગેરવાજબી રીતથી કોંડવાડામાં જાનવર ઘાલેલાં હતાં તો ફરીયાદીને થયેલું નુકશાન તથા ફી તથા ખોરાકી ખર્ચ ગુન્હેગાર તરફથી અપાવવો. તથા તે શિવાય ગુન્હેગારને દંડ કરવો. આ દંડ પચાસ રૂપીઆથી વધારે ન હોવો જોઈએ એ દંડ ગુન્હેગારની જંગમ મિલકતમાંથી વ-સુલ કરી લેવો.

૨૬ કોંડવાડામાં જાનવરો આણતી વખત, અથવા આણ્યા પછી કોઈ જબરીથી પરભારે તે જાનવરો છોડાવી લેઈ જાય તો તે વિશે શિરસ્તા પ્રમાણે કામ બનાવી ગુન્હો તેણે કર્યાનું સાબીત થયે તેને બે મહિના સુધી કેદ, અગર બસેં રૂપીઆ સુધી દંડની શિક્ષા વ-હીવટદાર કિંવા બીજા યોગ્ય માજીસ્ટ્રેટ એમણે કરવી.

૨૭ જે જાનવરે નુકશાન કર્યું હશે તે જાનવરો હાથ ન આવે તો તથા પરભારે નીકળી જાય તો તે બદલના નુકશાનની ફરીયાદ દિવાની રાહે નુકશાનદાર એમણે જાનવરના માલીક ઉપર કરવી.

૨૮ જે કોંડવાડા ઉપરનો કામદાર કોઈ જાનવરને ખાવા પી-વાનું નાંખવાની સુરતી કરીને જાનવરને ભુખ્યાં રાખશે અગર કોંડ-વાડામાં આવેલાં જાનવરને ઉપરની કલમબંદીમાં લખેલા ઠરાવ વિરૂદ્ધ પરભાર્યાં છોડી મુકશે તો તેના પાસેથી પ્રત્યેક ગુન્હા બદલ રૂ૫૦ સુધી દંડ લેવામાં આવશે.

આ પ્રમાણે ઠરાવ કર્યો છે. તારીખ ૮ માહે મે સને ૧૮૭૬ ઇસ્વી.

**વિશેષ સમજુતી**—કલમ ૧૬ પ્રમાણે હરાજ કરવાનું જનાવર ગાય હોય તો તે હરાજ ન કરતાં તેની કિંમત ઠરાવી પોષણ કરી શકે એવા સારા માણસને વેચાતી આપતા જવી, વેચાતી લેનારો માણસ હિંસા કરનારો ન હોવો જોઇએ.

(એ. હુ. ક. સ. નં. ૧૬ તા. ૩૧-૭-૯૦)

## પટેલોની પરીક્ષા બાબત.

૧ હાલમાં શ્રીમંત સરકાર મહારાજા સાહેબની આજ્ઞાથી પટેલ લોકોની પરીક્ષા લેવાનું ઠર્યું છે, એ પ્રમાણે પરીક્ષા આપવાથી તથા માહીતી મેળવવાથી પટેલ લોકોને ઘણા ફાયદા છે. સદરહુ પરીક્ષામાં શી શી બાબતોના કયા કયા વિષયો છે તે નીચે બતાવવામાં આવે છે.

| વિષય. | દોકડા. |
|---|---|
| ૧ ગુજરાતી સાફ વાંચવું તથા લખવું................ | ૫૦ |
| ૨ ત્રીરાશીથી કમી નહી એટલું ગણિતનું જ્ઞાન............ | ૫૦ |
| ૩ ગામના હિસાબની સારી માહીતી.................. | ૫૦ |
| ૪ મુલકી ખાતાના નિયમોની સાધારણ વાકેફગારી.......... | ૫૦ |
| ૫ આ રાજ્યની ચાલુ સર્વેની રીત પ્રમાણે જમીન માપવાની તથા સર્વે તથા બાંધ નિશાનના નિયમની સારી માહીતી. | ૨૫ |
| ૬ જમીનની માપણી પોતે જમીન ઉપર જઈ કરી બતાવવી... | ૨૫ |
| ૭ પોલીસપટેલને માટે આ રાજ્યના પોલીસ કાયદાની તથા નિયમની અને ફોજદારી કામ ચલાવવાના તથા ગુન્હાના કાયદાની સારી માહીતી. | ૫૦ |

કુલ માર્ક.—૩૦૦

૨ સદરહુ પરીક્ષામાં બેસનાર ઉમેદવારોમાંથી જેની પાસે દેશી ભાષાના પાંચમા અગર તે કરતાં વધારે ધોરણમાં પાસ થયાનો દાખલો નહી હશે તેની પેહેલા તથા બીજા વિષયમાં પરીક્ષા લેવામાં આવશે; અને તે જો એ દરેક વિષયમાં $\frac{1}{3}$ તથા એકંદરે $\frac{1}{2}$ દોકડા મેળવશે નહી તો પછી તેના બીજા વિષયના કાગળો તપાસવામાં આવશે નહી. જે ઉમેદવાર પાસે દેશી ભાષાનો પાંચમા અગર તે કરતાં વધારે ધોરણમાં પાસ થયાનો શાળાખાતાનો દાખલો હશે, તે

ઉમેદવાર સદરહુ વિષયમાં પાસ છે એમ ગણવામાં આવી તેના બાકીના કાગળો તપાસવામાં આવશે.

## સામાન્ય નિયમ.

૩ પટેલોની ઉપર બતાવેલી પરીક્ષા દરસાલ મુલકી ખાતાની પેહેલી પરીક્ષા લેવા જે કમેટી મુકરર થશે તે કમેટી વડોદરાગાં તથા પ્રાંતમાં મુલકી ખાતાની પેહેલી પરીક્ષાની સાથે એટલે દરસાલના આક્ટોબર મહીનાના બીજા શોમવારથી શરૂ કરશે.

૪ વડોદરાની મુખ્ય કમેટીએ પરીક્ષાના બીજા, ત્રીજા, ચોથા, પાંચમા અને સાતમા વિષયના સવાલો કાઢી તેની છાપેલી પ્રતોના મોહોરબંદ લીફાફા પ્રાંત કમેટી તરફ મોકલવા; પ્રાંત કમેટીએ નીમેલી વખતે તે ફોડીને ઉમેદવારોને સવાલના કાગળો આપવા. અને તેના જવાબો લેઇ તેના મોહોરબંદ લીફાફા કરી તેમણે વડોદરાની મુખ્ય કમેટી તરફ મોકલવા.

૫ પરીક્ષાના પેહેલા અને છઠ્ઠા વિષયના કોને કેટલા દોકડા આપ્યા તેનો દાખલો કમેટીએ પરીક્ષા લેતી વખતે રાખવો. પ્રાંત કમેટીએ સદરહુ વિષયની બાબતનો દાખલો વડોદરાની મુખ્ય કમેટી તરફ મોકલવો.

૬ પરીક્ષાનું કામ પુરૂં થઇ રહે એટલે વડોદરાની મુખ્ય કમેટીએ પ્રાંત કમેટી તરફથી આવેલા સવાલોના જવાબના કાગળો તથા પોતાને ત્યાંના કાગળો તપાસીને યોગ્ય દોકડા આપવા.

૭ જે ઉમેદવાર પટેલની પરીક્ષાનાં ત્રીજા, ચોથા, પાંચમા અને છઠ્ઠા એ દરેક વિષયમાં ⅓ તથા એકંદરીમાં ½ દોકડા મેળવશે તે ઉમેદવાર મુલકી પટેલની પરીક્ષામાં પાસ છે એમ ગણવામાં આવશે. અને સાતમા વિષયમાં ⅓ દોકડા મેળવશે, તો તે પોલીસ પટેલની પરીક્ષામાં પાસ થયો એમ ગણવામાં આવશે.

૮ પટેલની પરીક્ષાના ત્રીજા, ચોથા, પાંચમા અને છઠ્ઠા એ દરેક વિષયમાં તથા એકંદરીમાં જે ઉમેદવાર પાસ થશે નહી, તેના સાતમા વિષયના કાગળો જોવામાં આવશે નહી. પેહેલા ચાર વિષયમાં એટલે ત્રીજા, ચોથા, પાંચમા અને છઠ્ઠા વિષયમાં પાસ થઇ

છેલ્લા વિષયમાં જે નાપાસ થશે, તેમની આગલે વરસથી તેટલાજ વિષયમાં પરીક્ષા લેવામાં આવશે.

૯ જે ઉમેદવારો પરીક્ષામાં પાસ થશે તે ઉમેદવારોને વડોદરાની મુખ્ય કમેટીના પ્રેસીડેન્ટ તરફથી પાસ થયાના દાખલા નીચે પ્રમાણે આપવામાં આવશે.

૧ મુલકી પટેલની પરીક્ષામાં પાસ થયા બાબત.

ટીપ—આ દાખલામાં પેહેલા અને બીજા વિષય બાબત શાળા ખાતાની પરીક્ષાના અમુક ધોરણમાં પાસ થયાનો દાખલો રજુ કરવાથી પરીક્ષા લીધી નથી અથવા લેતાં પાસ થયા છે એટલુંજ લખવામાં આવશે.

૨ પોલીસ પટેલની પરીક્ષામાં પાસ થયા બાબત.

૩ જે ઉમેદવાર સદરહુ પરીક્ષામાં નાપાસ થશે તે સ્થાનિક નાણામાં રૂ૦ા ફી આપશે તો તેને દરેક વિષયમાં કેટલા દોકડા મળ્યા છે તેનો દાખલો આપવામાં આવશે.

૧૦ પરીક્ષામાં આવનાર ઉમેદવારોએ પોતાની અરજી પરીક્ષા વડોદરે આપવી હોય તો સરસુબા તરફ તથા પ્રાંતમાં આપવી હોય તો પ્રાંતના સુબા તરફ પરીક્ષાની તારીખ પેહેલાં ૩૦ દીવસ અગાઉ પોહોચે એવી રીતે મોકલવી. તેની સાથે શાળાખાતાના પાંચમા અગર તે કરતાં વધારે ધોરણની પરીક્ષામાં પાસ થયાનો દાખલો (જો હોય તો) સામેલ રાખવો જોઇએ તથા અસલ દાખલો પરીક્ષા આપવા આવે તે વખતે સાથે લેતા આવી પરીક્ષામાં બેસતા અગાઉ કમેટીને તે રજુ કરવો જોઇએ.

૧૧ આ નિયમ મુજબ પરીક્ષામાં પાસ થશે તેમની વર્તણુંક હરકત કારક નહીં હોય તો તેને પટેલની જગો પેહેલી મળશે. વતનદાર પટેલના ઘરાણામાંથી જો કોઈ ઉમેદવાર પાસ નહી થયો હશે તો તે ઘરાણામાંના બીજા માણસ પરીક્ષામાં બેશી જેણે વધારેમાં વધારે દોકડા મેળવ્યા હશે તેને તે જગો પેહેલી આપવામાં આવશે.

૧૨ પટેલ લોકોએ આ પરીક્ષા આપવા ઉપર બરાબર લક્ષ રાખવું જોઇએ. અને યોગ્ય કાળે તેઓએ પરીક્ષા પસાર કરવી જોઈએ કેમકે આ પરીક્ષામાં પાસ થયેલા ઉમેદવારોને પેહેલો લાભ આપવામાં આવશે.

---

શ્રી

## ભાગ ૩ જાની કલમ ૨૪ ની પેટા કલમ ૧ માં કહેલો નમુનો નંબર ૧.

બદગાશી લોકોનું પત્રક. મોજે          તાલુકે          પ્રાંત          નું.

| નંબર. | અંદેશી માણસનું નામ. | નાત. | ઉમર. | ધંધો. | ક્યાંથી આવ્યો તથા ક્યાં રહેનાર. | પાછળ કયા ગુન્હામાં આવી કેટલી સજા થઈ અને સજા થઇ હશે તો તેના ઉપર કયા પ્રકારનો અંદેશો. | શેરો. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| | | | | | | | |

### સમજુતી.

સર્વ પ્રકારની ચોરી તથા ચોરીનો પ્રયત્ન કરવો, તથા ચોરીનો માલ રાખવાનો તથા ચોરીમાં મદદ કરવાનો તથા ધાડ તથા ડાકા-

છૂટી ગુન્હાનો તથા સારી ચાલનો જામીન વગેરે લેવાનો ઠરાવ થયો હશે એવા લોક આ પત્રકમાં દાખલ કરવા.

શ્રી.

નિયમની કલમ ૨૪ ની પેટા કલમ ૨ માં

કહેલો નમુનો નંબર ૨.

ટોળી બુક. મોજે તાલુકે પ્રાંત ની.

| તારીખ, મહિનો, સને | કામદારનું નામ તથા હોદ્દો. | કીયા કામ સારૂ આવ્યા હતા. | શેરો તથા સહી. |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| | | | |

## ભાગ ૩ જાની કલમ ૨૪ ની પેટા કલમ ૩ માં કહેલો નમુનો નંબર ૩

હાવશીયા લોકોની હાજરી બુક. મોજે          તાલુકે          પ્રાંત          ની ગાહે          સને          બાબત.

| નંબર. | આસામીઓનાં નામ, બાપનાં નામ અને જાત ટોળી નંબર. | તારીખ ૧ | તારીખ ૨ | તારીખ ૩ | તારીખ ૪ | તારીખ ૫ | તારીખ ૬ | તારીખ ૭ | તારીખ ૮ | તારીખ ૯ | તારીખ ૧૦ | તારીખ ૧૧ | તારીખ ૧૨ | તારીખ ૧૩ | તારીખ ૧૪ | તારીખ ૧૫ | તારીખ ૧૬ | તારીખ ૧૭ | તારીખ ૧૮ | તારીખ ૧૯ | તારીખ ૨૦ | તારીખ ૨૧ | તારીખ ૨૨ | તારીખ ૨૩ | તારીખ ૨૪ | તારીખ ૨૫ | તારીખ ૨૬ | તારીખ ૨૭ | તારીખ ૨૮ | તારીખ ૨૯ | તારીખ ૩૦ | તારીખ ૩૧ | પરગામે ગયા મુદત અને હાજરીમાં ગેરહાજર રહ્યા મુદત શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ |
| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |

## નિયમની કલમ ૨૪ ની પેટા કલમ ૪ માં કહેલો નમુનો ૪

રાહદારી લોક આવી ઉતરે છે તે બદલનું પત્રક. મોજે તાલુકે નું.

| નંબર. | ટોળીમાંના આગેવાનનું નામ. | કુલ માણસો કેટલા. | | | જાત અને રહેવાનું ઠેકાણું. | કઈ તરફથી આવ્યા અને દાખલ થયાની તારીખ, માસ, સન. | કુલ કેટલા દિવસ રહેલા. | શું ધંધો કર્યો. | કઈ તારીખે ગયા. | સાથે કેટલા ઘોડા અગર બીજાં જનાવરો હતાં અને કઇ તારીખે ગયાં તેનો શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | મરદ. | ઓરતો. | છોકરાં. | | | | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | | | | | | | | | | |

ટીપ—દરેક ટોળીના આગેવાનનાં નામ કોષ્ટક ૨ માં લખી તેના સાથે માણસ હશે તે કોષ્ટક ૩–૪–૫ માં દાખલ કરવાં.

શ્રી.

# ભાગ ૪ થો.

## ફોજદારી ગુન્હા સંબંધી.

---

### પ્રકરણ ૧ લું.

### સ્થાનિક ફોજદારી કાયદા તથા હિંદુસ્તાનના ફોજદારી કાયદા ( પિનલકોડ ) સંબંધમાં જાણવા જોગ મુખ્ય મુખ્ય બાબતો.

૧ આ રાજ્યમાં ફોજદારી ગુન્હાની શિક્ષા માટે સ્થાનિક ફોજદારી કાયદો અમલમાં છે. આ કાયદો સંવત ૧૯૧૭ ની સાલમાં થયેલો છે, અને તેમાં સંવત ૧૯૧૯ ની સાલમાં કેટલીક વધઘટ કરી સુધારો કરવામાં આવ્યોછે. ત્યાર પછી નવીન કારકિર્દીમાં એટલે સને ૧૮૭૫ ની સાલમાં નામદાર રાજે દિવાન સર ટી માધવરાવ સાહેબની મંજુરીથી કેટલાક સુધારા તથા ખુલાસા સાથે એક નવીન નિયમ (રૂલ) કાઢવામાં આવેલોછે. આ રૂલ થયા પછી પણ કેટલાક મહત્વના સરક્યુલર, હુકમો તથા ફેંસલા થયેલા છે તે વગેરેને ધોરણે આ રાજ્યમાં ગુન્હાનો ઇનસાફ થાયછે. નવીન કાયદા તૈયાર કરવાન તજવીજ હજુરથી ચાલે છે તે થતા સુધી હાલના સ્થાનિક કાયદા પ્રમાણે ચાલવાનું છે.

૨ સ્થાનિક કાયદામાં ગુન્હાનાં લક્ષણો સમજવા માટે હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે ગુન્હાઓની વ્યાખ્યાઓ આપેલી નથી તે બાબતમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની (પિનલકોડની) મદદ લેવી પડેછે અને ગુન્હાનાં લક્ષણો તે ઉપરથી મુકરર કરવામાં આવે છે. જેમકે દાખલોઃ—

સ્થાનિક કાયદાના ત્રીજા નિબંધના અંક ૪૪ માં નીચે પ્રમાણે

લખ્યું છેઃ—"હલકી ચોરી એટલે અથવા ત્રણ માણસ સુધી ગણી શીગમાંથી અગર ગામમાંથી હરેક જુજ કિંમતના માલની કરે તો તે માટે શિક્ષા ઠરાવી છે."

આમાં ચોરી એટલે શું અને એ ગુન્હો બનવામાં શીશી બાબતો જોઈએ તે જાણવાને આ કલમ ઉપરથી કાંઇ સાધન મળતું નથી. તેટલા માટે પીનલકોડમાં ચોરી કોને કહેવી એ બદલ જે વ્યાખ્યા આપી છે તે જાણવાની જરૂર છે તે કાયદાની કલમ ૩૭૮ માં તેની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છેઃ—

"જે માણસ કોઇ સખસના કબજામાંથી તે સખસની રજામંદી શિવાય કાંઇ જંગમ મિલકત બદદ્યાનતથી લેવાનો ઈરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મિલકતને ખસેડે તે માણસે ચોરી કરી એમ સમજવું."

ઉપરની વ્યાખ્યા ઉપરથી ચોરીનો ગુન્હો બનવામાં નીચેની પાંચ બાબતો જોઇએ એમ તે ઉપરથી નક્કી થાય છે.

૧ ચોરેલી વસ્તુ કોઇ સખસના કબજામાં હોવી જોઇએ.
૨ તે સખસની રજામંદી વગર લેવી જોઈએ.
૩ ચોરેલી વસ્તુ જંગમ મિલકત હોવી જોઇએ.
૪ તે બદદ્યાનતથી લેવી જોઈએ.
૫ તે ચીજને લેવા સારૂ ખસેડવી જોઈએ.

ઉપરની પાંચ બાબતોમાની એક પણ બાબત કમી હોય તો ચોરીનો ગુન્હો થતો નથી.

જેવી રીતે ચોરીના ગુન્હાનો ભેદ જાણવામાં આવ્યો તેવીજ રીતે બીજા ગુન્હાઓનો ભેદ પણ જાણવો જોઈએ કારણ કે તે જાણ્યા શિવાય કયો ગુન્હો થયો છે તે નક્કી કરવાનું અથવા પારખવાનું સાધન મળતું નથી. તેટલા માટે ફોજદારી ગુન્હાઓના કાયદાનું જ્ઞાન મેળવનારે દરેક ગુન્હાની વ્યાખ્યા સારી રીતે જાણવી અવશ્યની છે. વ્યાખ્યાઓ માત્ર મોઢે બોલી યાદ રાખ્યાથી કાંઈ ઉપયોગ નથી, પણ તેના અંદરના મુદ્દા તથા રચના બરાબર સમજવી જોઈએ. તેમજ એક બીજી જાતના ગુન્હામાં શું તફાવત છે

તે બારીકાઇથી જાણવું જોઈએ. આ નાનકડા પુસ્તકમાં એ બાબતની લંબાણથી હકીકત આપી શકાય તેમ નથી, કારણ કે જો તેમ કરવામાં આવે તો પુસ્તકનું કદ ઘણું મોટું થાય અને જે હેતુથી આ પુસ્તક તૈયાર કરવામાં આવે છે તે હેતુ જળવાય નહી, માટે અભ્યાસીઓને સુચના તરીકે ઉપરની હકીકત બતાવી છે; તોપણ મુખ્ય મુખ્ય ગુન્હાઓની વ્યાખ્યા ગુન્હાઓનું સ્વરૂપ જાણવાને માટે આગળ પ્રકરણ ૨ બીજામાં આપવામાં આવી છે.

૩ ગુન્હાનાં લક્ષણો ઉપરથી ગુન્હો મુકરર કર્યા પછી સ્થાનિક કાયદામાં તેને ગુન્હો માન્યો હોય તો સ્થાનિક કાયદામાં કહ્યા પ્રમાણે શિક્ષા કરવાની છે સ્થાનિક કાયદામાં ગુન્હો માન્યો ન હોય અને તે સંબંધમાં કાંઇ વિશેષ ઠરાવ, હુકમ અથવા સરક્યુલર થયો નહી હોય અને પિનલકોડમાં તે કૃત્યને ગુન્હો માન્યો હોય તો તેવા કૃત્ય માટે આ રાજ્યમાં (પીનલકોડ પ્રમાણે) શિક્ષા થઇ શકશે નહી. એથી ઉલટી રીતે એટલે પીનલકોડમાં કોઈ કૃત્યને ગુન્હો માન્યો ન હોય અને સ્થાનિક કાયદામાં તેને ગુન્હો માન્યો હોય તો તેને સ્થાનિક કાયદા પ્રમાણે શિક્ષા થઇ શકશે. મતલબ કે જે કૃત્યને સ્થાનિક કાયદામાં ગુન્હો માનેલો હોય તેજ કૃત્યને માટે શિક્ષા થવાની છે. તે બાબતમાં પીનલકોડ ઉપર આધાર રાખવાનો નથી. આ બાબતનો ખુલાસો નીચેના દાખલાઓથી સારી રીતે થશે.

૧ રાણીની જમીનપરની અથવા દરિઆઇ ફોજમાંના સોલજર જેવો પોશાક પેહેરવો વગેરે બાબત પિનલકોડમાં કલમ ૧૪૦ શિક્ષાને માટે છે. આ રાજ્યમાં એવું કૃત્ય કરનારને માટે સ્થાનિક કાયદામાં કોઇ કલમ નથી, તેથી એવું કૃત્ય કરનારને પીનલકોડ પ્રમાણે આ રાજ્યમાં શિક્ષા થઇ શકશે નહી. વિશેષ સરક્યુલર અગર હુકમ વગેરે થયો હોય તો તે પ્રમાણે તજવીજ કરવાની છે.

૨ સ્થાનિક કાયદાના ઠરાવ પેહેલાના અંક ૯૭ માં બીજાના નામનો લખોટો કપટથી ફોડવા બદલ ગુન્હો ગણી શિક્ષા ઠરાવી છે, આ કલમ જો કે પીનલકોડમાં નથી, તોપણ તે હકીકત આ રાજ્યમાં ગુન્હા તરીકે ગણવાની છે.

૩ જે ગાયકવાડી કાયદામાં ગુન્હા છતાં પિનલકોડમાં સ્પષ્ટ રીતે ગુન્હા માનવામાં આવ્યા નથી તે,

૧ સરકારના હુકમ શિવાય ચપરાશ રાખવી (ઠરાવ ૧ અં. ૪)

૨ ચંડોળ પીવો તથા તેનો સામાન કરી રાખવો. (ઠરાવ ૧ અંક ૫૩)

૩ કાર્મણ્ય કરવું. (ઠરાવ ૧ અંક ૮૬)

૪ હરામખોરનાં પગલાં ચલાવવામાં કસુર કરવી. (નીબંધ ૩ અંક ૧૬)

૫ સરકારી જમીન અથવા નિવારશી મિલકત કોઈએ સરકારમાં જાહેર નહી કરતાં પોતાના કબજામાં રાખવી. (ની. ૩ અં. ૪૮)

૬ અજ્ઞાન છોકરાં અથવા પશુને અસાધ્ય માર મારવો. (ની. ૩ અં. ૫૫)

૭ સરકારની દુવાઈ કોઈ ગેરવાજબી દેશે અથવા યોગ્ય દીધેલી તોડશે. ( ઠરાવ ૧ અંક ૩૩ )

૮ કપાસમાં કચરો ભેળવવો. (નીબધ ૧ અંક ૨ રકમ ૮૬)

૪ સ્થાનિક કાયદા પ્રમાણે ગુન્હો ગણી શિક્ષા કરવી જોઇએ, એ નિયમ જાણ્યા પછી એક સવાલ એ ઉભો થાયછે કે કેટલાએક ઠેકાણે શિક્ષા નમુદ કરી નથી, ત્યાં શિક્ષા કેટલી કરવી અને તે શિક્ષા કોણે કરવી એ બાબતનો ખુલાસો નથી; આ બાબતમાં નીચે બતાવેલા બે ધોરી નિયમો ધ્યાનમાં રાખવાના છે અને તે પ્રમાણે તજવીજ કરવાની છે.

નામદાર રાજે દિવાન સર ટી માધવરાવ સાહેબે સને ૧૮૭૫ ની સાલમાં જે નવીન રૂલ મંજુર કર્યાનું ઉપર કલમ ૧ માં બતાવ્યુંછે તે રૂલની કલમ ૧-૨ ઉપરથી એ ધોરી નિયમો મળી આવે છે.

૧ જે જે બાબતમાં હજુરનો હુકમ મંગાવવો જોઈએ એવું આ રાજ્યના કાયદામાં ઠર્યું હશે તે તે બાબતમાં તે હુકમ આપવાનો અખત્યાર દરેક કોરટે પોતાના અધિકારની હદમાં ચલાવવો.

૨ જે ઠેકાણે આ રાજ્યના કાયદામાં સ્પષ્ટ ખુલાસો કર્યો નથી તે ઠેકાણે ન્યાય તથા ઇનસાફ કરવા માટે જે નિયમ ઠરેલા છે વ પ્રસિદ્ધ થયેલા છે તે નિયમો પ્રમાણે કોરટોએ ચાલવું.

ટીપ—જે નિયમો પ્રસિદ્ધ થયેલાછે એમ ઉપર બતાવ્યુંછે તેમાં પીનલકોડ તથા પ્રોસિજરકોડનો પણ સમાસ થાય છે.

૩ આ બાબતનો સ્પષ્ટ અને વધારે ખુલાસો વરિષ્ટ કોર્ટના સરક્યુલર નંબર ૨૪૩ તારીખ ૨–૧–૭૮ થી થાય છે તેમાંની મુખ્ય મતલબ નીચે પ્રમાણે છે.

"આ રાજ્યમાં જે કાયદો ચાલુછે તે કાયદાની કલમ ગુન્હાને લગાડવી જોઇએ અને તે પ્રમાણે શિક્ષા કરવી જોઈએ. અહીંના કાયદામાં જેને ગુન્હો માન્યો નથી તેને બીજા કાયદાની કલમ લગાડી ગુન્હો ઠરાવવાનો અધિકાર બીજી કોરટને નથી, તે બદલ વરિષ્ટ કોર્ટનો અભિપ્રાય લેવો જોઈએ. વળી આ રાજ્યમાં ગુન્હો ઠરાવ્યો હશે પણ તેની સાથે શિક્ષા બતાવી નહી હશે તો નવીન નિયમ (૩લ)ના આધારે ઇંડિયન પિનલકોડ પ્રમાણે નિકાલ થશે; પરંતુ અહીંના કાયદામાં શિક્ષા કહી હશે તે કરતાં જાસ્તી શિક્ષા કરવાની જરૂર જણાય તો અભિપ્રાય સાથે વરિષ્ટ કોર્ટ તરફ લખવું."

૫ કલમ ૪ થી માં કહેલા નિયમ જાણ્યા પછી સાધારણ રીતે એ સવાલ ઉભો થાય છે કે શિક્ષાઓ કેટલા પ્રકારની છે, અને તેનો અમલ કેવી રીતે કરવાનો છે, અને તે અમલમાં લાવવાની રીત શી છે આ બાબતની મુખ્ય મુખ્ય હકીકત ટુંકાણમાં આગળ પ્રકરણ ૩ જામાં બતાવી છે.

૬ સ્થાનિક કાયદામાં કેટલાક મોટા ગુન્હા છતાં પણ તેને માટે કમી શિક્ષા જણાવેલી છે,તેવા ગુન્હા જેમ જેમ જણાતા ગયા તેમ તેમ વરિષ્ટ કોર્ટ તરફ લખાઈ જઇ હજુર હુકમથી જાસ્તી શિક્ષા કરવા હુકમ થયેલા છે. તેના એક બે દાખલા નીચે આપવામાં આવે છે.

૧ બળાત્કાર સંભોગને માટે સ્થાનિક કાયદામાં છ મહિનાની કેદ તથા દંડ વીગેરેની હલકી શિક્ષા છે, તેને બદલે દશ વર્ષ સુધીની કેદ બેમાંના ગમે તે પ્રકારની,

અથવા યોગ્ય તે પ્રમાણે દંડ, અથવા બંને શિક્ષા કરવા મેહેરબાન હજુર આસિસ્ટંટ સાહેબ તરફથી સરક્યુલર નંબર ૧૦ તારીખ ૧૨-૪-૭૬ નો થયેલો છે.

૨ જાર કર્મના ગુન્હા માટે સ્થાનિક કાયદામાં ફક્ત રૂ. ૫ દંડ કરવાનું ઠરાવ ૧ લાના અંક ૮૬ માં ઠરાવેલું છે, તેને બદલે નીચે પ્રમાણે શિક્ષામાં ફેરફાર થયો છે.

હુ. ફ. જા. નં. ૨૨ તા. ૪-૯-૭૫

" અહીંના કાયદામાં શિક્ષા ઘણી થોડી છતાં પીનલકોડમાં શિક્ષા ઘણી જાસ્તી છે ખરી પરંતુ તે આવી બાબતમાંજ છે એવું નથી, તો ગુન્હાનું સ્વરૂપ, તેના પુરાવાની મજબુતી, એવું જોઇ પીનલકોડ કાયદા પ્રમાણે શિક્ષાના ઠરાવનો અમલ કરવો."

૭ સ્થાનિક કાયદામાં કેટલાંક કૃત્યને ગુન્હા ગણેલા નથી પણ તેને ગુન્હામાં દાખલ કરવાં જોઇએ એમ જેમ જેમ જણાતું ગયું તેમ તેમ તેવાં કૃત્યોને ગુન્હા ગણી શિક્ષા કરવા જુદી જુદી વખતે સરક્યુલર હુકમો વગેરે થયા છે તેમાંના કેટલાક નીચે બતાવવામાં આવે છે.

| ગુન્હાનું નામ. | જે હુકમને આધારે દાખલ થયા તે આધાર. | ગુન્હાને લાગુ પડનારી પિનલકોડની કલમો. | કઇ કોરટથી ઈનસાફ થઈ શકે. | શેરો. |
|---|---|---|---|---|
| ૧ પરહદમાં થી બાયડી ફોસલાવી લાવીને આ રાજ્યમાં રહેવા બાબત. | હુ.ફો.જા. નં. ૧ તા. ૩-૮-૭૭ | ૩૬૩ | સેશનકોર્ટ અથવા પેહેલા અ. બીજા વ. માજીસ્ટ્રેટ. | |
| ૨ અપરાધ ગૃહ પ્રવેશ [illegible] | વરિષ્ટકોર્ટફો. ઠરાવ નં. ૧૪૫ તા. ૨૯-૩-૭૮ | ૪૪૧ થી ૪૬૨ સુધી લાગુ પડે તે કલમ. | ......... | |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ મેર વાજબી અટકાવ. | વ. કો. સ. નં. ૪૪૦ તા.૧૧-૫-૭૮ | ૩૪૧ | કોઈ પણ માજીસ્ટ્રેટ. | |
| ૪ કિંમતીદસ્તાવેજનોનાશકરવો | વ. કો. સ. નં. ૧૦ તા.૨૫-૬-૭૯ | ૪૭૭ | સેશનકોર્ટ. | |
| ૫ ખોટાં નાણાં સંબંધી. | વ. કો. સ. નં. ૧૧ તા.૨૫-૬-૭૯ | ૨૪૮ અથવા ૨૫૦ | સેશનકોર્ટ અથવા ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ. | |
| ૬ ધર્મ સંબંધી ગુન્હા. | વ. કો. સ. નં. ૧૯ તા.૨૫-૭-૭૯ | ૨૯૫-૨૯૬ | પેહેલા અથવાબીજા વ. મા. | |
| ૭ સ્ત્રીની લાજ લેવાના ઈરાદાથી તેના અંગ ઉપર જવું. | વ. કો. સ. નં. ૨૧ તા.૨૮-૭-૭૯ | ૩૫૪ | સદર | |
| ૮અવાજ સાથે ફુટે એવા કાંઈ પદાર્થ સંબંધી ગફલતી ભરેલી ચાલ બાબત. | વ. કો. સ. નં. ૨૨ તા૨૮-૭-૭૯ | ૨૮૬ | કોઈપણ માજીસ્ટ્રેટ. | |
| ૯ રેલવે સંબંધી ગુન્હા. | વ. કો. ફે. શેરા ના. નં. ૯૭૯ તા.૧૯-૫-૭૯ | ......... | ......... | રેલવે આક્ટસને ૧૮૭૯નો ચોથો તથા તેને લાગુ પડનારી પીનલકોડની કલમો ઉપર નજર રાખી શીક્ષા કરવી. |
| ૧૦જબરદસ્તીથી કબુલત કરાવવા અથવા કાંઈ મીલકતપાછીઅપાવવા સારૂ બુદ્ધિપૂર્વક વ્યથા કરવી. | વ. કો. સ. નં. ૧૧ તા.૨૭-૫-૮૦ | ૩૩૦ | સેશનકોર્ટ. | નિબંધ ૩ અંક ૫૪માં કહેલી શિક્ષા કરતાં જાસ્તી શિક્ષા આપવાની જરૂર જણાય તો આરોપીને ખબર આપી કામ વરિષ્ઠકોર્ટ તરફ મોકલવું આવા કામમાં પીનલકોડની |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | કલમ ૩૩૦ ઉપર નજર રાખીકેદની શિક્ષા તો કરવીજ જોઈએ દંડ કરવો ન કરવો તે કોરટની મરજી ઉપર છે. |
| ૧૧ બીભત્સપુરતકો અગર પદાર્થ વેચવા સારૂ અગર લોકોને દેખાડવા સારૂ પાસે રાખવા. | વરિષ્ટકોર્ટ સરક્યુલર નંબર ૧૭ તા.૨૫-૭-૭૯ | ૨૯૨—૨૯૩ | પેહેલાઅ થવાબીજા વર્ગના મા. | |
| ૧૨ ખાનગી બચાવ કરવાનો હક વાપરવો. | હજુ રજાહેર નામું નં.૬ તા. ૨૦—૧૧—૭૭ | કલમ ૯૬ થી ૧૦૬ સુધાં. | ......... | |

૮ સ્થાનિક કાયદા અને હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં ગુન્હાઓના પ્રકારમાં કેટલેક તફાવત છે એટલુંજ નહીં પણ જે જાતના ગુન્હાઓ બંને કાયદાએ ગાનેલા છે તે જાતના ગુન્હાઓની અંદરની રચનામાં પણ ઘણો ફેર છે. તે બધો અહીંઆં જણાવવા સવડ નથી તોપણ થોડાક મુખ્ય ગુન્હાઓનો તફાવત આગળ પ્રકરણ ૪ આમાં બતાવ્યો છે.

૯ ગુન્હો કરનારને કાયદા પ્રમાણે શિક્ષા થઇ શકેછે એ વાત પ્રસિદ્ધ છે પણ તેમ છતાં કેટલેક પ્રસંગે તેને શિક્ષા થતી નથી એટલે કે તે કૃત્ય ગુન્હો ગણાતું નથી આ વાત જાણવાની જરૂર છે આવી બાબતને માટે બે વર્ગ પાડ્યા છે તે નીચે પ્રમાણેઃ—

૧ સાધારણ અપવાદ—એટલે તે અપવાદ જેને લાગુ પડતા હોય તેણે કરેલું કામ ગુન્હો છે એમ સમજવું નહીં. ત્યારે આવા કાયદાએ ગાનેલા અપવાદ કયા કયા છે તે સારી રીતે જાણવા જોઇએ, જે કે પીનલકોડના બાબ ૪ થામાં કલમ ૭૬ થી ૯૫ સુધી આપવામાં આવેલા છે. તેમાંના ઘણાખરા આગળ પ્રકરણ ૫ માં જણાવવામાં આવ્યા છે.

૨ ખાનગી બચાવનો હક—એટલે પોતાની અગર બીજા-ની જાતના તથા મિલકતના બચાવને માટે કાયદાએ છુટ આપેલી છે, તે છુટનો કાયદેસર ઉપયોગ કરતાં કાંઇ ગુન્હો થાય તો તે ગુન્હેગારને બચાવનો હક મળે છે અને તેને શિક્ષા થતી નથી. આવા ખાનગી બચાવના હક કેવે પ્રસંગે કેટલે સુધી મળે છે તેની હકીકત આગળ પ્રકરણ ૫ માં બતાવવામાં આવી છે.

૧૦ ગુન્હાની મદદગારી અને ગુન્હો કરવાની કોશીશ કોને કહેવી અને તે સંબંધમાં સ્થાનિક કાયદામાં તથા હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં શા શા ઠરાવ છે તે જાણવા જરૂરના હોવાથી તે સંબંધીની હકીકત આગળ પ્રકરણ ૬ ઠ્ઠામાં બતાવવામાં આવી છે.

૧૧ સ્થાનિક કાયદામાં લખેલા ગુન્હાને માટે શિક્ષા કરવાની છે તે ઉપરથી એમ સમજવાનું નથી કે તેટલાંજ કૃત્યને ગુન્હા માનવામાં આવેલા છે. એમાં લખેલાં કૃત્યો શિવાય બીજાં ગુન્હાવાળાં કૃત્યોને માટે આ રાજ્યમાં નીરનીરળા આકટો, રૂલો, નિબંધ, નિયમ, ઠરાવ તથા સરક્યુલર થયેલા છે તેમાં જણાવેલા ગુન્હા માટે જેમાં તેમાં જણાવ્યા પ્રમાણે શિક્ષા કરવાની છે. એટલે અફીણ સંબંધી ગુન્હાને માટે અફીણ બાબતની રૂલ પ્રમાણે, આપકારી સંબંધી ગુન્હાઓને માટે આપકારી નિબંધ પ્રમાણે, જકાત સંબંધી ગુન્હાને માટે જકાતની રૂલ પ્રમાણે, કોંડવાડા સંબંધી ગુન્હાને માટે તે સંબંધીના જાહેરનામા પ્રમાણે વગેરે જે તે સંબંધીના ગુન્હા માટે જે તે રૂલ પ્રમાણે શિક્ષા થઇ શકેછે.

---

શ્રી

## પ્રકરણ ૨ જું.

### ૧ સાધારણ સમજણની વ્યાખ્યાઓ.

૧૨ "જંગમ મિલકત" એ શબ્દ વડે જમીન તથા જમીનને ચોંટેલી વસ્તુ, અથવા જમીનને ચોંટેલી વસ્તુ જોડે જાથુ જોડાયલી વસ્તુ શિવાયની કોઇપણ પ્રકારની સાકાર મિલકત સમજવી.

(પી. કો. ક. ૨૨)

૧૩ "ગેર વ્યાજબી લાભ" એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મેળવેલી મિલકત, જે મિલકતપર તે મેળવનાર સખસને કાયદા પ્રમાણે હક નથી.

"ગેર વ્યાજબી હાની" એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મિલકતનું જવું, જે મિલકતપર તે જેની પાસેથી જાય છે તેનો કાયદા પ્રમાણે હક છે.

કોઇ સખસને ગેરવ્યાજબી રીતે કાંઇ મળે ત્યારે અને તેમજ તે ગેરવ્યાજબી રીતે પોતાની પાસે રાખે ત્યારે પણ તેને ગેરવ્યાજબી લાભ થયો એમ સમજવું. કોઇ સખસની પાસેથી ગેરવ્યાજબી રીતે કાંઇ મિલકત લેઇ લેવાય ત્યારે અને તેમજ તેને કાંઇ મિલકત લેતાં ગેરવાજબી રીતે પ્રતિબંધ થાય ત્યારે પણ તેને ગેરવાજબી હાની થઇ એમ સમજવું. (પી. કો. ક. ૨૩.)

૧૪ "બદદાનતથી" એટલે જે માણુસ કાંઇ વસ્તુ એક સખસને ગેરવાજબી લાભ કરવાના અથવા બીજા સખસને ગેરવાજબી હાની કરવાના ઈરાદાથી કરે તે માણુસે તે વસ્તુ બદદાનતથી કરી એમ સમજવું.

૧૫ "ખોટું બનાવવું" એટલે જે સખસ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે એવા ઈરાદાથી કે તે સરખાપણામાંથી ફરેબ કરવો, અથવા એવું જાણીને કે તેથી ફરેબ થશે એવો સંભવછે તે તે સખસે તે વસ્તુ ખોટી બનાવી એમ સમજવું.

ખુલાસો--કાંઇ વસ્તુ ખોટી બનાવવામાં નકલ બરાબર થવી જોઇએ એમ જરૂર નથી. (પીનલકોડ કલમ ૨૮.

૧૬ "લેખ" એ શબ્દ વડે કોઇપણ બાબત સમજવી, જે બાબત કોઇપણ વસ્તુ ઉપર અક્ષર, અંક કે ચીન્હવડે અથવા એ માંહેનાં એકથી વધારે સાધનો વડે સમજાવી અથવા બ્યાન કરેલી હોય અને જે સાધનો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઈરાદો કર્યો હોય અથવા વપરાય.

ખુલાસો ૧ લો—ગમે તે સાધનવડે અથવા ગમે તે વસ્તુ ઉપર તે અક્ષર, અંક અથવા ચિન્હ કાઢ્યાં હોય, અને તે પુરાવો [illegible]

ઈનસાફની કોરટ માટે ઇરાદો રાખીને કર્યો હોય કે નહીં, અથવા તે કોઈ ઇનસાફની કોરટમાં વપરાય કે નહી તેની કાંઈ ફિકર નહી.

**ખુલાસો ૨ જો**—અક્ષર, અંક અથવા ચિન્હો વડે વેપારીઓના અથવા બીજા રિવાજ મુજબ જે સમજાતું હોય તે આ કલમના અર્થ પ્રમાણે તે અક્ષર, અંક અથવા ચિન્હો વડે સમજાયછે એમ સમજવું. પછી તે સઘળું સવિસ્તર લખ્યું ન હોય તોપણ. (પી. કો. કલમ ૨૯)

૧૭ "કિંમતી દસ્તાવેજ" એ શબ્દ વડે જે લેખથી કાંઇ કાયદેસર હક ઉત્પંન થતો હોય, વધતો હોય, બીજાને અપાતો હોય, ઓછો થતો હોય, નાબુદ થતો હોય, અથવા છોડી દેવાતો હોય, અથવા જે લેખથી કોઇ સખસ કબુલ કરતો હોય કે મારી કાયદેસર જુમેદારીછે, અથવા ફલાણો કાયદેસર હક મારો નથી. એવો લેખ અથવા એવી મતલબનો લેખ સમજવો. (પી. કો. ક. ૩૦)

૧૮ "બુદ્ધિ પુર્વક" એટલે—જ્યારે કોઇ સખસે જે ઉપાયથી કંઈ અસર પેદા કરવાનો ઇરાદો કર્યો હોય તે ઉપાયથી, અથવા જે ઉપાયથી તે અસર પેદા થશે એવો સંભવ છે એમ તે ઉપાય કામે લગાડતી વખતે તેણે જાણ્યું હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તે ઉપાયથી તે, તે અસર પેદા કરે ત્યારે તેણે બુદ્ધિપુર્વક તે અસર પેદા કરી એમ સમજવું. (પી. કો. ક. ૩૯)

**દ્રષ્ટાંત**—એક મોટા શેહેરમાં એક ઘરછે તેમાં માણસો રહેછે તે ઘરમાં રાતને વખતે **અ** અપહરણનો ગુન્હો સેહેલ કરવા માટે આગ લગાડે અને તેથી એક સખસનું મોત થાય તો એ ઠેકાણે કોઇનું મોત આણવાનો **અ** એ ઈરાદો ન કીધો હોય, અને પોતાના કામથી મોત થયું એમ જાણીને **અ** દીલગીર થાય તોપણ તેણે બુદ્ધિપુર્વક મોત આણ્યું એમ સમજવું.

૧૯ 'કાયદા વિરૂદ્ધ, એ શબ્દવડે જે જે વસ્તુ ગુન્હો છે, અથવા કાયદાએ મના કરેલી છે, અથવા દિવાની ફરીયાદીનું કારણ થાય છે તે પ્રત્યેકને લાગુ પડે છે; અને જે સખસ જે વસ્તુ કરવામાં કસુર કરે તો કાયદા વિરૂદ્ધ થાય તે વસ્તુ કરેવાની તે સખસની "કાયદા પ્રમાણે ફરજ" છે એમ સમજવું. (પી. કો. ક. ૪૩)

૨૦ "નુકશાન" એ શબ્દવડે કોઇ પણ સખસના શરીરને, મનને, આબરૂને અથવા મિલકતને કાયદા વિરૂદ્ધ રીતે કરેલી કાંઈ પણ હાની સમજવી. (ક. ૪૪)

૨૧ "સોગંદ" એ શબ્દમાં સોગંદને ઠેકાણે ધર્મ પુર્વક પ્રતિજ્ઞા કરવાનું કાયદામાં ફરમાવેલું હોય તે પ્રતિજ્ઞા તથા ઇનસાફની કોરટમાં કે બીજે ઠેકાણે કોઇ સરકારી નોકરની આગળ કોઇ પણ એકરાર કરવાનું કાયદાગાં ફરમાવ્યું અથવા રજા આપી હોય અથવા જે એકરાર પુરાવાના કારણસર વાપરવો હોય તે એકરારનો પણ સમાસ થાય છે એમ સમજવું. (પી. કો. ક. ૫૧)

૨૨ "શુધબુદ્ધિથી" જે વસ્તુ ઘટતી સંભાળ તથા ધ્યાન વિના કરી અથવા ગાની હોય તે કરી અથવા માની એમ સગજવું નહિ.

દરેક કાગગાં જેવી સંભાળ રાખવી જોઇએ તેવી સંભાળથી જે કાગ કરવાગાં આવે તેને ઘટતી સંભાળ અને ધ્યાન કહેછે. પણ જોઈએ તેવી સંભાળ અથવા ધ્યાન રાખ્યા વગર કરવાગાં આવે તેને ઘટતી સંભાળ અને ધ્યાન કહેવાતું નથી. (પી. કો. ક. ૫૨)

---

## ૨ ગુન્હાનાં સ્વરૂપ ઓળખવા બાબતની વ્યાખ્યાઓ.

### બખેડો.

૨૩ જયારે બે અથવા વધારે સખસો કોઈ જાહેર જગામાં મારામારી કરીને લોકોની સુલેહમાં ગરબડ કરે ત્યારે તેઓએ તે બખેડો કર્યો એમ સમજવું. (પીનલકોડ ક. ૧૫૯).

### ખોટી સાહેદી આપવી.

૨૪ કાંઈ સોગંદથી અથવા કાયદાના ખાસ ઠરાવથી સાચું બોલવાને જે માણસ કાયદા મુજબ બંધાએલો હોય, અથવા કાંઇ પણ બાબત સંબંધી કોઇ એકરાર કરવાને કાયદાથી બંધાએલો હોય તે માણસ એવી કાંઇ વાત કહે કે જે ખોટી હોય અને જે ખોટી

છે એમ તે જાણતો કે માનતો હોય અથવા જેસો છે એમ તે ન માનતો હોય તો તે માણસે ખોટી સાહેદી આપી એમ સમજવું.

(પી. કો. કલમ ૧૯૧).

**ખુલાસો ૧ લો**—કોઇ વાત મોઢેથી કહી હોય અથવા કોઇ બીજી રીતે કહી હોય તોપણ તેને આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી.

**ખુલાસો ૨ જો**—સાહેદી આપનાર સખસ પોતાના માનવા બાબત જે ખોટી વાત કહે તેને પણ આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી. અને જેમ જે વસ્તુ કોઈ સખસ જાણતો ન હોય અને તે કહે કે હું જાણું છું તેથી તે સખસ ખોટી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય. તેમજ જે વસ્તુ તે માનતો નહી હોય તે વિશે તે એમ કહે કે હું માનું છું તો તેથી પણ તે સખસ ખોટી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થઈ શકે છે.

**દૃષ્ટાંત**—**જ** ની ઉપર **બ** નો હજાર રૂપીઆનો એક વાજબી દાવો છે તેની મજકુંરીમાં ઇનસાફની વખતે **અ** આવીને ખોટા સોગંદ ખાય કે **બ** નો દાવો વાજબી છે એમ **જ** ને કબુલ કરતાં મેં સાંભળ્યો હતો, તો **અ** એ ખોટી સાહેદી આપી એમ સમજવું.

## ખોટો પુરાવો બનાવવો.

૨૫ જે માણુસ કાંઇ બીના બનાવે, અથવા કાંઇ ચોપડી કે દફતર મધ્યે કાંઇ ખોટી રકમ લખે, અથવા કાંઇ લેખ કરે અને તેમાં કાંઈ ખોટી વાત લખે એવા ઈરાદાથી કે કોઇ ઇનસાફી મુકદમામાં અથવા કોઈ સરકારી નોકરની આગળ તેના સરકારી હોદ્દાથી કાયદા મુજબ ચાલતા મુકદમામાં અથવા કોઇ લવાદની આગળ, તે બીના, ખોટી રકમ અથવા ખોટી વાત પુરાવામાં રજુ થાય તથા તે રજુ થનારી બીના અથવા ખોટી રકમ અથવા ખોટી વાતથી તે મુકદમામાં પુરાવા ઉપરથી જે સખસ કાંઇ અભિપ્રાય બાંધનાર હોય, તે સખસના મનમાં તે મુકદમાના ફેંસલાને લગતી કાંઇ જરૂરની બાબત સંબંધી ખોટો અભિપ્રાય આવે તો તે માણસે ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું. (પી. કો. ક. ૧૯૨)

દૃષ્ટાંત—અ, જ ની એક પેટીમાં કાંઇ ઘરેણું મૂકે, એવા ઇરાદાથી કે તે ઘરેણાં તે પેટીમાંથી જડે તથા એ બીનાથી જ ની ઉપર ચોરી સાબીત થાય તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

## શિક્કો.

૨૬ શિક્કો એટલે જે ધાતુ નાણા દાખલ વપરાતો હોય તથા જે ઉપર છાપ મારીને નાણા દાખલ વાપરવા માટે તેને કોઇ સરકારના હુકમથી બહાર પાડયો હોય તે ધાતુ. (પી. કો. કલમ ૨૩૦)

## લોકાપકારક કૃત્ય.

૨૭ જે સખસ એવું કાંઈ કામ કરે અથવા એવી કાંઇ કાયદા વિરૂદ્ધ કસુર કરે કે જેથી લોકને અથવા જે માણસો પડોશમાં રહેતાં હોય અથવા જેઓના કબજામાં ત્યાં પાડોશમાં કાંઈ મિલકત હોય તે સર્વે માણસોને કાંઇ સાધારણ નુકશાન, ભય, અથવા દુખ થાય અથવા જેથી જે સખસોને કાંઇ સાર્વજનિક હક વાપરવાની જરૂર પડે તે સખસોને નુકશાન, અડચણ, ભય, અથવા દુખ થયા વિના રહેજ નહી તે સખસે લોકાપકારક કૃત્ય કર્યું એમ સમજવું.

કોઈ સર્વોપકારક કૃત્યથી કાંઇ અનુકુળતા અથવા લાભ થતો હોય તો તે સબબથી તે ગુન્હો માફ થઇ શકતો નથી.

(પી. કો. કલમ ૨૬૮)

## વ્યથા.

૨૮ જે માણસ કોઇ સખસને કાંઇ શરીરનું દુખ, રોગ અથવા અશકતતા કરે તેણે વ્યથા કરી એમ સમજવું.

(પી. કો. ક. ૩૧૯)

## મહાવ્યથા.

૨૯ નીચે લખેલી વ્યથાનેજ મહાવ્યથા એવું નામ આપ્યું છે.

પેહેલો—પુરૂષત્વનો નાશ.

બીજો—બેમાંની કોઈપણ આંખની જોવાની શક્તિ જાતી રહેવી.

**ત્રીજો**—એમાંનો કોઇપણ કાનની સાંભળવાની શક્તિ જાથુ જવી.

**ચોથો**—કોઇ અવયવ અથવા સાંધો જવો.

**પાંચમો**—કોઈ અવયવ અથવા સાંધાની શક્તિનો નાશ થવો અથવા તેની જાથુ ક્ષિણુતા થવી.

**છઠ્ઠો**—ડોકાની અથવા ચેહેરાની જાથુ બદશીકલ થવી.

**સાતમો**—કાંઈ હાડકાંનું અથવા દાંતનું ભાગવું અથવા ખશી જવું.

**આઠમો**—જે વ્યથાથી જીંદગી જોખમમાં આવે, અથવા જેથી વીસ દિવસની મુદત સુધી વ્યથા થયેલા માણુસને શરીરનું ભારે દુખ ખમવું પડે અથવા તે પોતાનો હમેશનો ધંધો કરવાને અશક્ત રહે એવી કોઇપણ વ્યથા.

(પી. કો. ક. ૩૨૦)

## ગેરવાજબી અટકાવ.

૩૦ કોઇ સખસનો જેણી મેર જવાનો હક હોય તેણી મેર જતો તે સખસ અટકે એવી રીતે જે માણુસ તે સખસને બુદ્ધિપૂર્વક હરકત કરે તે માણુસે તે સખસને ગેરવાજબી અટકાવ કર્યો એમ સમજવું.

**અપવાદ**—જમીન અથવા પાણી ઉપરથી જવા આવવાનો કાંઇ ખાનગી રસ્તો હોય, અને તે રસ્તો બંધ કરવાનો મારો કાયદા મુજબ હક છે એમ જે સખસ શુદ્ધબુદ્ધિએ માનતો હોય તે સખસે તે રસ્તો બંધ કરવો એ આ કલમના અર્થ પ્રમાણે ગુન્હો નથી. (પી. કો. ક. ૩૩૯)

## ગેરવ્યાજબી કેદ.

૩૧ કોઇ સખસ મુકરર કરેલી ચોતરફી હદની બાહાર જતો અટકે એવી રીતે જે માણુસ તે સખસને ગેરવ્યાજબી અટકાવ કરે તે માણુસે તે સખસને ગેરવ્યાજબી કેદ કર્યો એમ સમજવું.

(પી. કો. ક. ૩૪૦)

## સાપરાધ બળ.

૩૨ કોઇ સખસ કોઇ બીજા સખસની રજામંદી શિવાય તે બીજા સખસની ઉપર કાંઈ ઇરાદાથી બળ વાપરે—ને તે કાંઈ ગુન્હો કરવા સારૂ અથવા તે બળ જે સખસની ઉપર વાપરે તે સખસને તે બળથી કાંઇ નુકશાન, ભય અથવા દુઃખ કરવાના ઇરાદાથી અથવા તેને તે બળ વાપરવાથી પોતાથી કાંઈ નુકશાન, ભય અથવા દુઃખ થવાનો સંભવ છે, એમ જાણ્યા છતાં તો તે સખસે તે બીજા સખસની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

( પી. કો. કલમ ૩૪૯ )

દૃષ્ટાંત—અ ઇરાદાથી કોઇ સ્ત્રીનો બુરખો ઉંચો ખેંચે તો એ ઠેકાણે તે સ્ત્રીની ઉપર ઇરાદાથી બળ વાપર્યું એમ સમજવું. અને અગર તે, તે સ્ત્રીને કાંઈ નુકશાની ભય કે દુઃખ કરવાના ઇરાદાથી અથવા તેથી નુકશાન ભય કે દુઃખ થાય એવો સંભવ જાણીને તેણે તે સ્ત્રીની રજામંદી શિવાય એ પ્રમાણે કર્યું હોય તો તેણે તે સ્ત્રીની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

## હુમલો.

૩૩ જે માણુસ કાંઇ ચાળા અથવા તૈયારી કરે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે ચાળા અથવા તૈયારીથી કોઇ સખસ હાજર હોય તેને એવો ભય ઉત્પંન થશે કે એ ચાળા અથવા તૈયારી કરનારો માણુસ મારી ઉપર હમણાં સાપરાધ બળ વાપરવાનો છે તો તે માણુસે હુમલો કર્યો એમ સમજવું.

ખુલાસો—માત્ર શબ્દોથી હુમલો થતો નથી પણ કોઇ સખસ કાંઇ શબ્દો બોલે તે શબ્દો તેના ચાળા અથવા તૈયારીનો એવો અર્થ ઉત્પંન કરી શકે તેથી તે ચાળા અથવા તૈયારી હુમલો ગણાય. (પી. કો. ક. ૩૫૧)

દૃષ્ટાંત—અ એક ભયંકર કુતરાનું મુખબંધન છોડવા માંડે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી જ એમ માનશે કે અ હમણાં તે કુતરા પાસે મને કરડાવશે તો અએ જની ઉપર હુમલો કર્યો એમ સમજવું.

## બળાત્કાર સંભોગ.

૩૪ નીચે બાતલ કરેલી બાબત શિવાય બીજી સઘળી બાબતમાં જે પુરૂષ નીચે બયાન કરેલી પાંચ હાલતમાંની કોઇ પણ હાલતમાં કોઇ સ્ત્રીની સાથે સંગ કરે તેણે બળાત્કાર સંભોગ કર્યો એમ સમજવું.

પહેલી—તે સ્ત્રીની મરજી નહી છતાં.

બીજી—તે સ્ત્રીની રજામંદી વગર.

ત્રીજી—તે સ્ત્રીને મોતનો અથવા ઈજાનો ભય ઉત્પંન કરીને તેની રજામંદી લીધી હોય તો તે રજામંદી છતાં પણ.

ચોથી—તે પુરૂષ એમ જાણતો હોય કે હું એ સ્ત્રીનો વર નથી અને તે સ્ત્રી જે બીજા પુરૂષની સાથે કાયદા મુજબ પરણેલી છે અથવા પોતાને પરણેલી માને છે તે પુરૂષ હું છું એમ માનીને તેણે પોતાની રજામંદી આપી છે તો તે રજામંદી છતાં પણ.

પાંચમી—તે સ્ત્રી દશ વરસથી ઓછી ઉમરની હોય તો પછી તેની રજામંદી હોય કે નહી તોપણ.

ખુલાસો—બળાત્કાર સંભોગના ગુન્હામાં જે સંગ થવો જરૂર છે તેમાં પ્રવેશ થયો તો બસ છે.

અપવાદ—કોઇ પુરૂષ પોતાની વહુની સાથે સંગ કરે અને તે સ્ત્રી દશ વરસથી ઓછી ઉમરની નહી હોય તો તે બળાત્કાર સંભોગ નહી ગણાય. (પી. કો. ક. ૩૭૫)

## ચોરી.

૩૫ જે માણસ કોઈ સખસના કબજામાંથી તે સખસની રજામંદી શિવાય કાંઇ જંગમ મિલકત બદદાનતથી લેવાનો ઈરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મિલકતને ખસેડે તે માણસે ચોરી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લો—કાંઇ વસ્તુ જ્યાં સુધી જમીનમાં ચોંટેલી હોય ત્યાં સુધી તે જંગમ મિલકત નથી માટે તેની ચોરી થઇ શકે

નહીં. પણ જમીનથી તે જુદી પાડવામાં આવે કે પછી તેની ચોરી થઇ શકે.

**ખુલાસો ૨ જો**—જે કામથી જુદું પાડવું થાય તેજ કામથી જે ખસેડવું થાય તે ખસેડવું ચોરી થઇ શકે.

**ખુલાસો ૩ જો**—કોઇ સખસ ખરેખર કાંઈ વસ્તુને ખસેડે ત્યારે અને તેમજ તેનું ચલન થવામાં અટકાવ કરનારી કાંઇ અડચણ દુર કરે અથવા તે વસ્તુને કાંઇ બીજી વસ્તુથી જુદી પાડે ત્યારે પણ તે સખસે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

**ખુલાસો ૪ થો**—કોઇ સખસ કાંઈ પણ ઉપાયથી કોઇ જાનવરને ગતીમાન કરે તો તેણે તે જાનવરને ખસેડયું. તથા તે જાનવરને ગતી થયાથી તે જાનવરે જે જે વસ્તુ ખસેડી હોય તે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

**ખુલાસો ૫ મો**—ઉપલ્યા લક્ષણમાં રજામંદી લખીછે તે સાફ રજામંદી હોય કે અર્થાત સમજાય એવી રજામંદી હોય, અને તે કબજેદાર સખસ અથવા તે કારણસર જેને સાફ કે અર્થાત સમજાય એવો અખત્યાર આપ્યો હોય તેવો કોઈ પણ સખસ આપી શકે. (પી. કો. કલમ ૩૭૮)

**દૃષ્ટાંત**—(**अ**) **ज** ની જમીનપરનું એક ઝાડ **ज** ના કબજામાંથી બદદાનતથી લઈ જવાના ઇરાદાથી **ज** ની રજામંદી શિવાય **अ** કાપી નાંખે તો એ ઠેકાણે તે પ્રમાણે લઇ જવા સારૂ **अ** એ તે ઝાડ જુદું પાડયું કે તેણે ચોરી કરી એમ સમજવું.

**દૃષ્ટાંત**—(**ब**) **अ**, **ज** ની સ્ત્રીનો યાર છે તે સ્ત્રી **अ** ને કાંઇ કિંમતી મિલકત આપે, અને તે મિલકત તેના વરનીજ છે, તથા તે એવી છે કે જે આપવાનો **ज** એ તેને અખત્યાર આપેલો નથી એમ **अ** જાણતો હોય તો અગર **अ** તે મિલકત બદદાનતથી લે તો તેણે ચોરી કરી એમ સમજવું.

**દૃષ્ટાંત**—(**क**) એક ધોરી રસ્તા ઉપર કોઇ સખસના કબજામાં નહી એવી એક વીંટી પડેલી **अ** જોય, તો તે વીંટી લેવાથી અગર **अ** તે મિલકતના અપરાધી ખોટા ઉપયોગનો ગુન્હેગાર થાય તો પણ **अ** એ કાંઈ ચોરી કરી એમ સમજવું નહી.

## જબરાઇથી કઢાવવું.

૩૬ જે માણસ ઇરાદાથી કોઈ સખસને, તે સખસને પોતાને અથવા બીજા કોઇને નુકશાન કરવાનો ભય ઉત્પન્ન કરે, અને તેમ કરીને તે ભય પમાડેલા સખસનું મન એવું કરે કે તે ભય પામેલો સખસ કાંઇ મિલકત અથવા કિંમતી દસ્તાવેજ અથવા સહી કે મોહોર કરેલી જે વસ્તુનો કાંઇ કિંમતી દસ્તાવેજ બનાવી શકાય એવી કાંઇ વસ્તુ કોઇ સખસને આપે એમ બદદાનતથી કરે તો તે માણસે જબરાઈથી કઢાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું. (પી. કો. ક. ૩૮૩)

દ્રષ્ટાંત—(अ) તું મને પૈસા આપ નહી તો તારી આબરૂ જાય એવું હું કાંઇ છાપીશ એમ કહીને अ, ज ને ધમકાવે, અને તેમ કર્યાથી ज તેને પૈસા આપે એમ अ કરે તો अ એ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

દ્રષ્ટાંત—(ब) તું આટલા રૂપીઆ આપવાની ચિઠ્ઠી લખી તે ઉપર સહી કરી આપ નહી તો તારૂં ઘર બાળી નાંખીશ, એમ अ, ब ને ધમકાવે અને તેથી ब તેવી ચિઠ્ઠી લખી તે પર સહી કરી આપે તો अ એ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

## જંગમ મિલકતનો સાપરાધ ખોટો ઉપયોગ.

૩૭ જે માણસ બદદાનતથી કાંઇ પણ જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તે પોતાને કામે લગાડે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

(પી. કો. કલમ ૪૦૩)

ખુલાસો ૧ લો—ફકત થોડી વાર સુધીજ ખોટો ઉપયોગ કર્યો હોય તો પણ આ કલમના અર્થ મુજબનો ખોટો ઉપયોગ છે એમ સમજવું.

ખુલાસો ૨ જો—જે મિલકત કોઇ બીજા સખસના કબજામાં ન હોય એવી કાંઈ મિલકત કોઈ સખસને જડે અને તે મીલકત સાચવવાના અથવા તેના માલીકને પાછી આપવાના કારણસર તે સખસ તે મિલકત લે તો તે સખસે તે મિલકત બદદાનતથી લીધી અથવા તેનો ખોટો ઉપયોગ કર્યો નથી અને તેણે ગુન્હો કર્યો એમ

સમજવું નહી. પણ તે મીલકતનો માલીક કાણુ છે એ વાતની તેને ખબર હોય અથવા શોધી કાઢવાનો તેની પાસે ઇલાજ હોય તે છતાં અ-થવા માલીકને શોધી કાઢીને તેને ખબર આપવાના ઘટતા ઈલાજ વાપર્યા પેહેલાં તથા માલીક આવીને તે ગિલકતનો દાવો કરે એ-ટલા સારૂ ઘટતી મુદત સુધી તે મીલકત રાખ્યા પેહેલાં અગર તે સખસ તે મીલકત પોતાને કામે લગાડે તો તેણે ઉપર બ્યાન કરેલો ગુનો કર્યો એમ સમજવું.

એવી બાબતમાં ઘટતા ઉપાય તે કયા અથવા ઘટતી મુદત તે કેટલી એ હકીકતની બાબત છે.

ગિલકત જેને જડે તે સખસે તે ગિલકતનો ધણી કોણ છે અ-થવા તેનો ધણી કોઇ અમુક સખસછે એવુ જાણવું જોઇએ એવું કાંઈ જરૂર નથી. અગર તે ગિલકત કામે લગાડતી વખતે તે ગિલકત પો-તાની છે એમ તે માનતો ન હોય અથવા તેનો ખરો માલીક જડતો નથી એમ જો તે શુધબુદ્ધિથી માનતો ન હોય તો બસ છે.

(પી. કો. ક. ૪૦૩)

**દ્રષ્ટાંત**—ધોરી રસ્તા ઉપર પડેલો એક કાગળ **અ** ને જડે તે કાગળમાં એક બેંક નોટ હોય અને તે કાગળના સરનામા પરથી તથા તેમાં લખેલી બીના પરથી તે નોટ કોનીછે તે વાત તેના જાણ-વામાં આવે અને પછી તે નોટ તે વાપરે તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

## સાપરાધ વિશ્વાસઘાત.

૩૮ જે માણસને કોઇપણ રીતે કાંઇ ગિલકત અથવા ગિલકત પરનો અખત્યાર સોંપ્યો હોય, તે માણસ અગર બદદાનતથી તે ગિ-લકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતાને કામે લગાડે, અથવા તે સોંપણુ શી રીતે બજાવવી એ વીશે કાયદાએ કાંઇ હુકમ ફરમા-વ્યો હોય તે હુકમ તોડીને અથવા તે સોંપણુ બજાવવા વિશે તેણે સાફ અથવા અર્થાંત સમજાય એવો કાંઇ કાયદેસર કરાર કર્યો હોય તે કરાર તોડીને બદદાનતથી તે ગિલકત વાપરે, અથવા તેનો વગ કરે, અથવા જાણી જોઇને કોઇ બીજા માણસને તેમ કરવા દે તે

માણુસે સાપરાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(પી. કો. ક. ૪૦૫)

દૃષ્ટાંત—અ એક ભાર વાહકછે તેને ખુશકી કે તરીને રસ્તે લઈ જવાને કાંઇ મિલકત જએ સોંપીછે તે મિલકતનો તે બદદાનતથી ખોટો ઉપયોગ કરે તો તેણે સાપરાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

## ચોરીની મીલકત.

૩૯ જે મિલકતનો કબજો ચોરીથી અથવા જબરાઇના કઢાવવાથી અથવા અપહરણથી એકની પાસેથી બીજાની પાસે ગયો હોય તે મિલકત તથા જે મિલકતનો સાપરાધ ખોટો ઉપયોગ થયો હોય, અથવા જે બાબત સાપરાધ વિશ્વાસઘાત થયો હોય તે મિલકતનું નામ ચોરીની મિલકત પાડ્યું છે. પછી બ્રિટિશ ઇંડિયાની માંહે અથવા બાહાર તે કબજો એકની પાસેથી બીજાની પાસે ગયો હોય, અથવા સાપરાધ ખોટો ઉપયોગ અથવા વિશ્વાસઘાત થયો હોય તો પણ. અગર તે મિલકત જે સક્ષનો પોતાને કબજામાં લેવાનો કાયદા મુજબ હક હોય તેવા કોઇ સખસના કબજામાં પાછળથી આવે તો પછી તે ચોરીની મિલકત સમજવી નહીં. (ઇં. પી. કો. ક. ૪૧૦)

## ઠગાઇ.

૪૦ જે માણુસ કોઇ સખસ સાથે ફરેબ કરીને દગલબાજીથી અથવા બદદાનતથી એવું કરે કે જેની સાથે ફરેબ કર્યો હોય તે સખસ, કોઇ સખસને કાંઇ મિલકત આપે, અથવા કોઇ સખસની પાસે કંઈ મિલકત રહેવા દેવાની રજામંદી આપે, અગર ફરેબ નહી કર્યો હોયતો જે વસ્તુ તે સખસ કરે નહી, અથવા કરવામાં કસુર કરે નહી એવી કાંઇ વસ્તુ તે ફરેબ દીધેલા સખસને કરવાને અથવા તે કરવામાં કસુર કરવાને ઈરાદે લલચાવે, અને તે કામ અથવા કસુર એવી હોય કે તેથી તે સખસને શરીર, મન, આબરૂ કે મિલકત તરફની કાંઇ નુકશાની કે હાની થાય અથવા થશે એવો સંભવ હોય તો તે માણુસે ઠગાઇ કરી એમ સમજવું.

ખુલાસો—કાંઈ હકીકતને બદદાનતથી છુપાવવી તે પણ આ કલમના અર્થ પ્રમાણેનો ફરેબ છે એમ સમજવું. (પી. કો. ક. ૪૧૫)

દૃષ્ટાંત—કાંઇ વસ્તુ હીરા નથી એમ અ જાણતો હોય તે વસ્તુ હીરા છે એમ કહીને અ તે ગીરે મુકે અને ઇરાદાથી બને ફરેબ દે અને તેમ કરીને તે ઉપર રૂપીઆ ધીરવાને બને બદદાનતથી લ- લચાવે તો અએ ઠગાઇ કરી એમ સમજવું.

## બિગાડ.

૪૧ લોકોને અથવા કોઇ સખસને ગેરવાજબી હાની અથવા નુકશાની કરવાના ઇરાદાથી અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ જાણીને જે માણસ કાંઇ મિલકતનો નાશ કરે અથવા કાંઇ મિલકતમાં કે તેની સ્થિતીમાં એવો કાંઇ ફેરફાર કરે કે તેથી તે મિલકતની કિંમતનો અથવા ઉપયોગી પણાનો નાશ થાય, અથવા તેની કિંમત કે ઉપયોગીપણું ઓછું થાય, અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય તો તે માણસે બિગાડ કર્યો એમ સમજવું.

ખુલાસો ૧ લો—જે મિલકતને નુકશાન કર્યું હોય અથવા જેનો નાશ કર્યો હોય તે મિલકતના ધણીને કાંઇ હાની અથવા નુ- કશાની કરવાનો ઇરાદો તે ગુન્હો કરનારે કરવો જોઇએ, એવું કાંઇ બિગાડના ગુન્હામાં જરૂર નથી. અગર મિલકતને નુકશાન કરીને કોઇ પણ સખસને ગેરવાજબી હાની અથવા નુકશાની કરવાનો તેનો ઈરા- દો હોય અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે, એમ તેના જાણ્યામાં હોય તો બસ છે. પછી તે મિલકત તે સખસની હોય કે નહી તોપણ.

ખુલાસો ૨ જો—પોતાનીજ અથવા પોતાનીજ સાથે બીજા સખસોના રાસ ખાતાની કાંઇ મિલકત બાબત પણ કાંઇ કામ કરીને તે કામ કરનાર તે કામથી બિગાડ કરી શકે.

( પી. કો. ક. ૪૨૫ )

દૃષ્ટાંત—(અ) જ ને ગેરવાજબી હાની કરવાના ઇરાદાથી જ નો એક કિંમતી દસ્તાવેજ અ બુદ્ધિપૂર્વક બાળી નાંખે તો અ એ બિગાડ કર્યો એમ સમજવું.

દૃષ્ટાંત—(બ) એક ઘોડો જ તથા અ એ બંનેની રાસ ખા-

તાની મિલકત છે તે ભેડાને આ ગોળી મારે, એવા ઇરાદાથી કે તેમ કરીને જ તે ગેરવાજબી હાની કરવી તો આ એ બિગાડ કર્યો એમ સમજવું.

## સાપરાધ પ્રવેશ.

૪૨ જે સખસના કબજામાં કાંઈ મિલકત હોય, તે સખસને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુખ આપવાના ઈરાદાથી અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી, તે મિલકત મધ્યે અથવા તે ઉપર જે માણસ પ્રવેશ કરે; અથવા તે મિલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કર્યા પછી તેવા કોઇ સખસને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુખ આપવાના ઈરાદાથી, અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી જે માણસ કાયદા વિરૂદ્ધતા રહે તે માણસે સાપરાધ પ્રવેશ કર્યો એમ સમજવું.

(પી. કો. કલમ ૪૪૧)

## ઘર પ્રવેશ.

૪૩ કાંઇ ઇમારત, તંબુ, અથવા વહાણ જે માણસને રહેવાના ઠેકાણા દાખલ વપરાતું હોય તેમાં, અથવા કાંઇ ઇમારત પુજાસ્થાન અથવા માલ રાખવાના ઠેકાણા દાખલ વપરાતી હોય, તેમાં પેશીને અથવા તે મધ્યે રહીને, જે માણસ સાપરાધ પ્રવેશ કરે તેણે ગૃહ પ્રવેશ કર્યો એમ સમજવું.

ખુલાસો—પેસવામાં તે સાપરાધ પ્રવેશ કરનારના શરીરના કાંઇપણ ભાગનો પ્રવેશ થયો તો ગૃહ પ્રવેશ થવામાં તેટલો પ્રવેશ બસ છે. (પી. કો. ક. ૪૪૨)

## છીનાળુ.

૪૪. આ સખસ બીજા પુરૂષની સ્ત્રી છે એવું જે જાણેછે અથવા એવું માનવાનું જેને કારણ છે તે માણસ તે સખસની સાથે પેલા બીજા પુરૂષની રજામંદી શિવાય, અથવા તે બીજા પુરૂષે જાણ્યું અજાણ્યું ન કરતાં સંભોગ કરે, અને તે સંભોગ બળાત્કાર સંભોગનો ગુન્હો ન થતો હોય તો તે માણસે છીનાળાનો ગુન્હો કર્યો એમ

સમજવું અને તેને પાંચ બરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. એવી બાબતમાં તે સ્ત્રીને મદદગારીની માફક શિક્ષા કરવામાં આવશે નહી. (પી. કો. કલમ ૪૯૭)

ટીપ—સ્થાનિક કાયદા પ્રમાણે સ્ત્રીને મદદગારીની માફક શિક્ષા થઇ શકેછે. (જુઓ શેહેર ફો. જા. નં. ૪૪૭ તા૦ ૨૧-૮-૭૫)

## સાપરાધ ધમકી.

૪૫ જે સખસ કોઈ બીજા સખસને, તેના શરીરને, આબરૂને અથવા મિલકતને કાંઇ નુકશાન કરવાનો અથવા જેની સાથે તે બીજા સખસને સંબંધ હોય તેના શરીરને અથવા આબરૂને કાંઇ નુકશાન કરવાનો ડર દેખાડે, એવા ઇરાદાથી કે તે સખસને ગભરાટ પેદા થાય, અગર તે ડર અમલમાં ન આવે એટલા માટે જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય તે કામ તે સખસ કરે, અથવા જે કામ કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કામ કરવામાં તે સખસ કસુર કરે તેણે સાપરાધ ધમકીનો ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો—કોઇ મુવેલા સખસની સાથે જે સખસને સંબંધ હોય તે સખસને તે મુવેલા સખસની આબરૂને નુકશાન કરવાનો ડર દેખાડવો તે આ કલમમાં દાખલ થાયછે.

(પી. કો. કલમ ૫૦૩)

દૃષ્ટાંત—**બ** એક દિવાની દાવો ચલાવતો બંધ થાય એવા હેતુથી **અ**, **બ** ને ડર દેખાડે કે હું તારૂં ઘર બાળી નાંખીશ તો **અ** સાપરાધ ધમકીના ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

શ્રી.

## પ્રકરણ ૩ ત્રીજું.

### શિક્ષાના પ્રકાર તથા તે સંબંધી જાણવા લાયક મુખ્ય મુખ્ય બાબતો.

૪૬ સ્થાનિક કાયદામાં શિક્ષાના પ્રકાર નીચેપ્રમાણે બતાવ્યાછે.

૧ દેહાંત (મોત)ની શિક્ષા. ૫ દંડ.
૨ હદ પાર કરવો. ૬ મિલકત જપ્ત કરવી.
૩ શારીરીક શિક્ષા. ૭ ફટકા.
૪ કેદ બે પ્રકારની છે. ૮ ઢીંડ.

૧ સખ્ત.

૨ આસાન.

## મોત.

૪૭ મોતની શિક્ષા ખુનના ગુન્હામાં તથા રાજ્ય વિરૂદ્ધ વગેરે મોટા ગુન્હામાં થઇ શકે છે.

## હદપાર કરવો.

૪૮ હદપારની શિક્ષા બાબત સ્થાનિક કાયદાના પેહેલા ઠરાવના અંક ૩૧ માં નીચે પ્રમાણે લખ્યું છે:—

૧ કોઈ ગુન્હેગાર ચોરી કરનાર વગેરેને હદપાર કરવાનું નજરમાં આવે તો તે વિશે હજુરમાં જાહેર કરીને આજ્ઞા થાય તે પ્રમાણે અમલમાં લાવવું.

૨ હદપાર કરવાનું કારણ ગટર્યું એટલે હદમાં રહેવા વિશે, હદપાર જવાનો ઠરાવ હજુર આજ્ઞાથી રદ કરવામાંઆવશે.

આ સંબંધમાં વરિષ્ટ કોર્ટનો એક ઠરાવ તારીખ ૧૨-૪-૭૬ નો થયેલો ઉપયોગનો હોવાથી તેની મતલબ નીચે જણાવવામાં આવે છે તે ઉપરથી જણાશે કે હદપાર કરવો એ ચોરી વગેરે હલકા ગુન્હાને માટે નહી પણ ભારે ગુન્હાને માટે છે, ઉપરની કલમ ઉપરથી તેની શબ્દ રચના ઉપર નજર રાખી અમલ કરવાનો નથી.

વડોદરા શેહેરના માજીસ્ટ્રેટે મુ૦ નં. ૨૯/૭૬ ના કામમાં ચોરીના તોહોમતવાળા બે આરોપીઓને ઉપરના અંક ૩૧ પ્રમાણે હદપાર કરવાનો ઠરાવ થવા સારૂ પ્રકરણ હજુરમાં મોકલ્યું અને ત્યાંથી વરીષ્ટ કોર્ટમાં ગયું ત્યાં એવું ઠર્યું કે—

"આપ કહેછો આ રાજ્યની રૈયત નથી અને તેઓ કહે છે કે અમે અગાઉ આમ જાણીએ છીએ અહીં રહેતા નથી સબબ તેમને છોડી દેવામાં આવે છે.

હદપાર કરવો તે હજુર હુકમ પ્રમાણે કરવાનોછે અને હજુરમાંથી તે અખ્તિયાર ચલાવવાનો અખત્યાર આ કોર્ટને મળેલો છે; પરંતુ આવા કામમાં સંભાળ રાખવી જોઇએ.

દરેકાઇ માણસને પોતાની મરજી હોય તે ગામમાં રહેવાનો સ્વભાવિક હક છે, તેને હદપાર કરવો એ સાધારણ પ્રકારની શિક્ષા નથી, અને તેવી શિક્ષા પોલીટીકલ કિંવા એવુંજ બીજું કાંઇ કારણ હશે તોજ કરવાની છે, ચોરી વગેરે ગુન્હાને માટે હદપાર કરવો યોગ્ય નથી તેના ઉપર પોલીસે નજર રાખવી અને ગુન્હો કરશે તો ભારે શિક્ષાને પાત્ર થશે."

## શાસનિક શિક્ષા.

૪૯ સાશનીક શિક્ષા કરવાનું પેહેલા ઠરાવના અંક ૫૬ માં કેદીઓનો બંદોબસ્ત રાખવા સંબંધમાં ઠરેલુંછે. શેહેરની જેલના બંદોબસ્ત માટે મે. હજુર આસિસ્ટંટ સાહેબનો સરક્યુલર નંબર ૧૦૮ તા. ૧૮-૧૨-૭૮ નો થયોછે, અને મહાલોની જેલના બંદોબસ્ત માટે મેહેરબાન હજુર આસિસ્ટંટ સાહેબ તરફથી સરક્યુલર નંબર ૧૦૫ તા. ૧૮-૧૨-૭૮ નો થયો છે તેમાં જેલ વિરૂદ્ધ ગુન્હા કરનારાઓને શી શી શિક્ષા કરવી તે બતાવ્યું છે. આ શિક્ષામાં એકાંત કેદની શિક્ષા તથા સાશનિક ખાણું દેવાની શિક્ષા પણ દાખલ છે. આ ઉપરથી સાશનીક ખાણું એટલે શું તે જાણવાની જરૂર છે. તેનો ખુલાસો નીચે પ્રમાણેઃ—

એક શેર ઘઉંનો લોટ અથવા ચોખા એની કાંજી તથા દરરોજ આપવામાં આવતું હોય તેટલું મીઠું.

ઉપરની હકીકતથી જણાશે કે સાશનિક શિક્ષા જેલ વિરૂદ્ધ ગુન્હા કરનારને માટે ઠરાવેલી છે.

## કેદ.

૫૦ કેદ બે પ્રકારની છે. ૧ સખ્ત, ૨ આસાન. સખ્ત કેદ એટલે સખ્ત મજુરી સાથેની કેદ; આસાન કેદ એટલે મજુરી વગરની કેદ.

૨ જે ગુન્હામાં બેમાંના ગમે તે પ્રકારની કેદ એમ કાયદામાં ઠરાવ્યું હોય તેવે ઠેકાણે કેદ સખ્ત અથવા આસાન કોર્ટને યોગ્ય લાગે તે પ્રમાણે કરી શકેછે. પણ કાયદામાં

ફકત સખ્ત અથવા ફકત આસાન એ પ્રમાણે એકજ ઠરાવી હોય ત્યારે જે પ્રકારની કાયદામાં ઠરાવી હોય તેજ પ્રકારની કેદ કોર્ટ કરી શકેછે.

૩ સ્થાનિક કાયદામાં એકાંત કેદ કરવા બાબત ઠરાવ થયેલો જણાતો નથી, પણ જેલ વિરૂદ્ધ ગુન્હા કરનારાઓને માટે જેલના બંદોબસ્ત સંબંધમાં ઉપરની કલમમાં સરક્યુલર થયેલા બતાવ્યા છે, તેમાં તેવો ગુન્હો કરનારને એકાંત કેદની શિક્ષા કરવા બતાવ્યું છે. પીનલકોડમાં એકાંત કેદની શિક્ષા કરવા બાબત જે નિયમ છે તે, તે કાયદાની કલમ ૭૩ અને ૭૪ માં આપેલાછે. આ હકીકત જાણવા જોગ હોવાથી તે નીચે બતાતવામાં આવેછે.

૫૧ કોઇ સખસની ઉપર એવો ગુન્હો સાબીત થાય કે તેને માટે આ કાયદા મુજબ તેને સખત કેદની શિક્ષા કરવાનો કોરટને અખત્યાર છે. તો તે ગુન્હેગારને જેટલી મુદતની કેદનો હુકમ કરવામાં આવે તે મુદતના આટલા ભાગ અથવા ભાગો સુધી તેને એકાંત કેદમાં રાખવો એ રીતે તેના શિક્ષાના હુકમમાં ફરમાવવાને કોરટ મુખત્યાર છે; પણ સઘળું મળીને તે એકાંત કેદની મુદત ત્રણ મહિનાથી વધારે હોવી ન જોઈએ. અને તે નીચેના હિસાબ પ્રમાણે હોવી જોઇએ. (એટલે)

જો કેદની મુદત ૭ મહિનાથી વધારે ન હોય તો એકાંત કેદની મુદત એક મહિનાથી વધારે ન જોઇએ.

જો કેદની મુદત ૭ મહિનાથી વધારે હોય અને એક વરસથી વધારે ન હોય તો એકાંત કેદની મુદત બે મહિનાથી વધારે ન જોઇએ.

જો કેદની મુદત એક વરસથી વધારે હોય તો એકાંત કેદની મુદત ત્રણ મહિનાથી વધારે ન જોઈએ. (ઈ. પી. કો. ક. ૭૩)

૫૨ એકાંત કેદની શિક્ષાનો હુકમ બજાવવામાં તેવી કેદ એકી વખતે કદાપિ ચૌદ દિવસ કરતાં વધારે નહોવી જોઇએ. અને એકાંકેદની મુદતની વચ્ચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઈએ અને જ્યારે કેદની શિક્ષા ત્રણ મહિનાથી વધારે મુદતની હોય ત્યારે

તે ફરમાવેલી આખી કેદની મુદ્દતના કોઈ પણ એક મહિનામાં સાત દિવસ કરતાં વધારે એકાંત કેદ ન હોવી જોઇએ, અને એકાંત કેદ-ની મુદતોની વચ્ચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઇએ.
(ઇં. પી. કો. કલમ ૭૪)

## દંડ બાબત.

૫૩ કેટલી રકમ સુધી દંડ કરવો એની રકમ જ્યાં ઠરાવી નથી ત્યાં ગુન્હેગારને જે દંડ થઇ શકે તે દંડની કાંઈ હદ બાંધી નથી પણ અતિશય દંડ કરવો નહી. (પી. કો. કલમ ૬૩)

૫૪ દંડ ન આપે તો અમુક મુદત સુધી અમુક પ્રકારની કેદ ભોગવવી, એમ હુકમ કરવા શિક્ષા કરનારી કોર્ટ મુખત્યારછે.

૫૫ દંડને બદલે કેદ કેટલી કરવી તે બાબત સ્થાનીક કાયદામાં નીચે પ્રમાણે ઠરાવ છે. (નવીન નિયમ બાબ ૩ ની કલમ ૧)

૧ ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટે દંડને બદલે જે કેદની શિક્ષા આ-પવાની તે ૭ મહિનાથી જાસ્તી હોવી ન જોઇએ.

૨ સેકંડ ક્લાસ માજીસ્ટ્રેટે એવી જે કેદ આપવાની તે ૭ અઠવાડીયાંથી જાસ્તી હોવી ન જોઈએ.

૩ થર્ડ ક્લાસ માજીસ્ટ્રેટે દંડને બદલે જે કેદ આપવાની તે એક અઠવાડીયાથી જાસ્તી હોવી ન જોઈએ.

ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટ કરતાં ચઢતા દરજ્જાના ન્યાયાધીકારીએ પણ દંડબદલ કેદની જે શિક્ષા આપવી તે પોતાના અધીકારના વ મુળ સજાની મુદતના ¼ કરતાં જાસ્તી શિક્ષા આપવી નહી. ખાલસામાં સેશન જડજ બહુ કરીને દંડને બદલે ૭ મહિનાથી જાસ્તી શિક્ષા આપતા નથી એમ જણાય છે તેજ પ્રમાણે કામનું સ્વરૂપ જોઇને શિક્ષા આપવી જોઇએ. એમ વરિષ્ટ કોર્ટ તરફથી શેરા જા. નં. ૩૬ તા. ૧૨-૬-૭૬ થી ખુલાસો થયો છે.

૫૬ પીનલ કોડમાં દંડને બદલે કેદની શિક્ષા કરવાના નિયમ નીચે પ્રમાણે છે—

કોઇ ગુન્હાને માટે કેદ તથા દંડ એ બંને શિક્ષા થઈ શકતી હોય તો તે ગુન્હો કરનાર દંડ ન આપે તો તેને આટલી મુદત સુ-

થી કેદ કરવો એ પ્રમાણે જે કોર્ટ ફરમાવે તેણે તે મુદત તે ગુન્હાને માટે ઠરાવેલી ઘણામાં ઘણી કેદની જે મુદત હોય તેના ચતુર્થાંશ કરતાં વધારે ઠરાવવી નહીં.

**ટીકા**—તેની સાથે દંડ બદલની કેદ માજીસ્ટ્રેટના અધિકાર ના ચોથા ભાગ કરતાં વધારે ઠરાવવી નહીં. (પી. કો. ક. ૬૫)

૫૭ ફક્ત દંડનીજ શિક્ષા થઇ શકે એવો ગુન્હો કર્યો હોય તો તે દંડને બદલે જે કેદ કરવાની તે નીચે પ્રમાણે હોવી જોઇએ.

દંડની રકમ રૂ ૫૦ થી વધારે ન હોયતો કેદની મુદત બે મહિનાથી વધારે હોવી ન જોઇએ.

દંડની રકમ રૂ ૧૦૦ થી વધારે ન હોય તો કેદની મુદત ચાર મહિનાથી વધારે હોવી ન જોઇએ.

દંડની રકમ રૂ ૧૦૦ ઉપરાંત હોય તો કેદની મુદત છ મહિનાથી વધારે હોવી ન જોઈએ.

**ટીપ**—આ પ્રમાણે જે કેદ કરવાની તે આસાન હોવી જોઈએ.

૫૮ દંડ નહી આપવાથી જે કેદ કરી હોય તે કેદ દંડ આપવામાં આવે અથવા કાયદાના હુકમથી વસુલ કરવામાં આવે એટલે બંધ થશે. (પી. કો. ક. ૬૮)

૫૯ દંડ નહી આપે તેને માટે કેદની મુદત જે ઠરાવી હોય તે મુદત પુરી થતાં પેહેલાં અગર તે દંડનો એટલો ભાગ આપવામાં કે વસુલ કરવામાં આવે કે દંડનો જેટલો ભાગ બાકી રહ્યો હોય તેના પ્રમાણમાં દંડ ન આપ્યાથી ભોગવેલી કેદની મુદત ઓછી ન હોય તો કેદ બંધ થશે. (પી. કો. ક. ૬૯)

૬૦ દંડ અથવા તેનો જેટલો ભાગ આપવાનો બાકી રહે તેટલો ભાગ શિક્ષાનો હુકમ થયા પછી છ વરસ સુધીમાં કોઈપણ વખતે વસુલ થઇ શકશે અગર તે શિક્ષાના હુકમ મુજબ ગુન્હેગાર છ વરસ કરતાં વધારે મુદતની કેદને લાયક હોય તો તે મુદત પુરી થતાં પેહેલાં કોઇપણ વખતે વસુલ થઇ શકશે. અને ગુન્હેગારના મોતથી જે મિલકત તેનું મરણ થયા પછી તેના કરજને સારૂ કાયદા પ્રમાણે જવાબદાર હોય તે મિલકત તે દંડની જવાબદારીમાંથી છુટતી નથી.

**ટીપ**—સ્થાનિક કાયદા પ્રમાણે ગુન્હેગારને દશ વરસ કરતાં વધારે મુદતની કેદની શિક્ષા થઈ હશે તોપણ દશ વરસ સુધીમાંજ દંડ વસુલ થઇ શકશે. તે પછી વસુલ થઇ શકશે નહી.

( હજુર કચેરી સ. નં. ૨૨ તા૦ ૨૮–૬–૭૯)

૬૧ દંડ જંગમ મિલકતમાંથી વસુલ થઇ શકે છે. સ્થાવર મિલકત દંડ વસુલ કરવામાં લેવી નહી.

૬૧ અ ફોજદારી કામમાં ગુન્હેગારનો દંડ વસુલ કરવામાં નીચે લખેલી મિલકત વેચવી નહી.

૧ કુટુંબના નિર્વાહ માટે અવશ્ય જોઇએ એવાં લુગડાં તથા વાસણ.
૨ સ્ત્રીના શરીર ઉપર જોઇએ તેવાં સૌભાગ્ય ભુષણ.
૩ સ્ત્રી ધન. (જાતે સ્ત્રી સ્વતઃ આરોપી ન હોય તો.)
૪ ખાવાને બે માસ સુધીનું ધાન.
૫ ઉપજીવિકાના સાધનની વસ્તુ.
૬ કોરટની નજરમાં યોગ્ય જણાય તેટલાં ખેતીના કામમાં જરૂર પડે એવાં ઢોર.

(વરિષ્ટ અદાલત સ. નં. ૪૪૧ તા. ૧૧–૫–૭૮)

૬૨ ગુન્હેગાર દંડ ન આપ્યા બાબત કેદની શિક્ષા ભોગવતો હશે અથવા ભોગવી ચુકયો હશે તોપણ તે ગુન્હેગારની જંગમ મિલકત હશે તે જપ્ત કરીને તથા વેચીને દંડ વસુલ કરવા વિશે હુકમ કરવાનો અધિકાર દંડ વસુલ કરનારી કોરટને છે.

(નવીન નિયમ બાબ ૫ ક. ૫)

૬૩ યોગ્ય કારણ હોવા વગર દંડ વસુલ કરવામાં વિલંબ થવા દેવો નહી. (ન. નિ. બાબ ૫ ક. ૬)

૬૪ મોટો દંડ કર્યો હોય અને ગુન્હેગારથી તુરત ન ભરી શકાય તો જામીન અથવા મુચરકો લેઈને આઠ દિવસ સુધી દંડ બાકી રાખવા હુકમ કરવાનો અધિકાર દંડ કરનારી કોરટને છે.

(વ. કો. સ. નં. ૨૧ તા૦ ૧૦–૭–૮૧)

૬૫ દંડ વસુલ થયા પછી તે સર્વ દંડ અથવા તેમાંનો કાંઇ ભાગ ફરીયાદનું ખર્ચ ચલાવવામાં યોગ્ય રીતથી ખર્ચ થયો હશે તે ખર્ચના

મોબદલામાં આપવા વિશે હુકમ કરવાનો અખત્યાર કોરટને છે. સદરહુ પ્રમાણે મોબદલો આપવો તે યોગ્ય દેખાય તે પ્રમાણે ફરીયાદ કરનારને કિંવા નુકશાન થયેલા માણસને કિંવા તે બંનેને તેમના હિત સારૂ આપવો. એવા પ્રકારે આપવાની રકમ, તે કામમાં વરિષ્ટ કોર્ટે અપીલમાં કિંવા બીજા કોઇ પણ પ્રકારનો છેવટ નિકાલ કર્યા શિવાય આપવી નહી. (નવીન નિ. ભાગ ૫ ક. ૭)

## મિલકત જપ્ત કરવી.

૬૬ મિલકત ક્યારે જપ્ત કરવી તે સંબંધમાં નામદાર વરિષ્ટ કોર્ટ તરફથી સરક્યુલર નંબર ૨૦ તારીખ ૩૧–૭–૮૮ નો થયોછે એવી મતલબનોકે–કોઈ સખસ ઉપર ફોજદારી ગુન્હાનું તોહોમત હોવા છતાં તે નાસતો ફરતો હોય અને વારંટ કાઢયા છતાં હાથ આવતો ન હોય તો ક્રિમિનલ પ્રોસીજર કોડની કલમ ૮૭–૮૮ પ્રમાણે આ રાજ્યમાં પણ મિલકત જપ્ત કરવાનો અમલ કરવો જોઇએ.

૬૭ દિવાની કોર્ટના પ્રતિવાદીની જેટલી મીલકત જપ્ત કરવામાં આવે છે તે મુજબ આવા કામમાં પણ ધોરણ રાખવું જોઇએ.

૬૮ ઉપરની કલમ ૬૬ માં બતાવેલા સરક્યુલર ઉપરથી દિવાની કોર્ટના પ્રતીવાદીની કેટલી મિલકત જપ્ત થઇ શકે છે તે જાણવાની જરૂર હોવાથી નીચે બતાવવામાં આવે છે.

સ્થાનિક દિવાની કાયદાની કલમ ૧૫૭.—પ્રતિવાદીના કુટુંબના નિર્વાહ વાસ્તે અવશ્ય જોઇએ તેટલાં લુગડાં અને વાસણ, સ્ત્રીઓના શરીર ઉપર જરૂર જોઇએ તેવાં સૌભાગ્ય ભુષણ, સ્ત્રી ધન, ખાવાને બે માસ પોહોચે એટલું ધાન્ય, અને પ્રતિવાદીની ઉપજીવિકાના સાધનની વસ્તુ માત્ર જપ્ત કરવી નહી.

૬૯ ક્રિમીનલ પ્રોસીજર કોડની કલમ ૮૭–૮૮ નીચે પ્રમાણેછે. કલમ ૮૭—જો કોઇ કોર્ટને (પુરાવો લીધા પછી કે પેહેલાં) એમ માનવાનું કારણ હોય કે જે સખસની ઉપર પોતે વારંટ કાઢયું છે તે સખસ નાસી ગયોછે અથવા સંતાઈ જાય છે, તેથી સદરહુ વારંટ બજાવી શકાય તેમ નથી, તો સદરહુ કોરટ એક લખેલું જાહેરનામું પ્રસિદ્ધ કરીને તેમાં સદરહુ સખસને કોઈ મુકરર કરેલી જગોએ તથા કોઇ મુકરર કરેલી મુદતે હાજર થવાનું ફરમાવવાને મુખત્યાર છે તે

મુદત સદરહુ જાહેરનામું પ્રસિદ્ધ કર્યાની તારીખથી ત્રીશ દિવસ કરતાં ઓછી ઠરાવવી નહી.

કલમ ૮૮—કલમ ૮૭ પ્રમાણે જાહેરનામું કાઢયા પછી જે સખસ બાબત તે જાહેરનામું કાઢ્યું હેય તે સખસની જંગમ અથવા સ્થાવર મિલકત અથવા એ બંને મિલકત જપ્ત કરવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

## ફટકા બાબત.

### સ્થાનિક કાયદામાં ફટકા બાબત નીચે પ્રમાણે ઠરાવછે.

૭૦ ચોરી, રસ્તામાં લુંટ વગેરે એવા ગુન્હાને માટે માત્ર ફટકા ની શિક્ષા કરવી યોગ્ય છે.

(હ. ક. સ. નં ૩ તા. ૪–૬–૭)

૭૧ દેહાંત શિક્ષા સિવાય બીજો કોઇ ગુન્હો સોળ વરસની અંદરનો છોકરો કરે તો તેને બીજી શિક્ષાને બદલે ફટકાની શિક્ષા ફટકાના કાયદાને અનુસરીને કરવી. નિશાળમાં છોકરાંને જે પ્રમાણે નેતરની સોટીથી શિક્ષા કરવામાં આવેછે તે પ્રમાણે કરવી.

(વ. કો. ફો. જા. નં. ૬ તા. ૧૫–૧–૮૧)

૭૨ ગુન્હેગાર હલકી જાતનો છતાં જેને આબરૂની વિશેષ ગરજ નથી એવાનેજ ફટકા મારવાની શિક્ષા યોગ્યછે એમ સાધારણ રીતે સમજવું. (હ. ક. સ. નં. ૩ તા. ૪–૬–૭૫)

૭૩ જે ગુન્હેગારને ફકત કેદમાં મોકલ્યાથી કિંવા દંડ કર્યાથી શરમ આવવા સરખુંછે તેને ફટકાની શિક્ષા આપવાનું વિશેષ કારણ નથી. (સ. નં. ૩ સને ૧૮૭૫)

૭૪ ગુન્હેગારની આરોગ્યતા અને સમર્થતા ઉપર નજર રાખી ફટકાની શિક્ષા કરવી જોઈએ. (સ. નં. ૩ સને ૧૮૭૫)

૭૫ ફટકા મારવાની શિક્ષાનો કોઇ પણ હુકમ કડકે કડકે અમલમાં લાવવો નહી; અને હેઠળ લખેલા સખસોમાંના કોઇપણ સખસને ફટકા મારવાની શિક્ષા કરી શકાશે નહી.

અ સ્રીઓને.

બ જે મરદોની ઉપર મોતની અથવા સમુદ્રપારની અથવા

આરાનિક દાસત્વની અથવા પાંચ વરસ કરતાં વધારે મુદતની કેદની શિક્ષા થઇ હોય તેને.

ક પીસ્તાળીસ વરસથી વધારે ઉમરના મરદોને.

---

## પ્રકરણ ૪ થું.

૭૬ સ્થાનિક કાયદા અને પીનલકોડમાં જો કે જે કૃત્યને બંને કાયદામાં ગુન્હા ગાનેલા છે તોપણ તેની અંદરની રચનામાં ફેર છે તેવા થોડાક મુખ્ય ગુન્હા નીચે જણાવવામાં આવેછે.

### સ્થાનિક કાયદો.

નીચે બતાવેલા ગુન્હાઓના પેટા ભાગ નીચે બતાવ્યા પ્રમાણે પાડેલા જણાય છે.—

### ૭૭ ચોરી.

૧ આઠ વર્ષની ઉપરાંત અને સોળ વર્ષની અંદરના છોકરાએ ચોરી કરવી. નિબંધ ૩ અંક૪૫

૨ એક અથવા ત્રણ ગાણસ સુધી ગળીને સીમગાંથી અગર ગામમાંથી અનાજ વગેરે હરેક જુજ કિંમતનો માલ ચોરી કરીને લેઇ જવો. નિબંધ ૩ અંક ૪૪

૩ વહાણમાંથી હરેક પ્રકરના માલની ચોરી કરવી. (નિબંધ ૩ અંક ૫૨ પેટારકમ ૪)

૪ વગર મેહેનતની હલકી કિંવા ભારે, (દિવસે અગર રાત્રે ચોરી કરવા બાબત. (ઠરાવ ૧ અંક ૫૫ પેટારકમ [illegible])

### પીનલકોડ.

નીચે બતાવેલા ગુન્હાઓના પેટા ભાગ નીચે બતાવ્યા પ્રમાણે પાડેલા જણાય છે.—

### ચોરી.

૧ નીચેની કલમોમાં જે પ્રકાર બતાવ્યા છે તે સિવાયના બીજા પ્રકારની ચોરી. (કલમ ૩૭૯)

૨ ઇમારત તંબુ, અથવા વહાણ જે ગાણસના રહેવામાં આવતું હોય અથવા જેમાં મિલકત રાખવામાં આવતી હોય તેમાંથી ચોરી કરવી. (કલમ ૩૮૦)

૩ શેઠના કબજા માંહેલી મિલકતની મેહેતા અથવા ચાકરે ચોરી કરવી. (કલમ ૩૮૧)

૪ ચોરી કરવા સારૂ મોત અથવા બ્યથા કરવાની તૈયારી કરીને ચોરી કરવી. (કલમ ૩૮૨)

### ૭૮ જંગમ મિલકતનો ખોટો ઉપયોગ.

૧ જમીનમાંથી દાટેલું ધન જેને જડશે તે સરકારમાં રજુ નહી કરતાં છુપાવી રાખશે તે બાબત. (નિબંધ ૩ અંક ૪૫)

૨ સમુદ્રમાંથી તરતો માલ મળેલો છુપાવી રાખવો. (ની. ૩ અં. ૫૧ રકમ. ૨)

૩ સરકારી જમીન કિંવા નિવારશી મિલકત સરકારમાં જાહેર ન કરતાં કોઇ કબજામાં રાખશે. (નિબંધ ૩ અંક ૪૮)

### ૭૯ વિશ્વાસઘાત;

૧ વિશ્વાસઘાત કરવો (નિબંધ ૧. અં. ૨ ની યાદી પૈકી રકમ નં. ૮૪)

૨ સરકારી હિસાબમાં દગાબાજી કરવી. (ઠરાવ ૧ અં. ૮૫ નિ. ૨૦ ની યાદની રકમ ૪૧)

૩ સરકારી કામદારે પોતાના કામમાં દગાબાજી કરીને સરકારનો અવેજ ઉડાવવો. (ઠરાવ ૧ અંક ૬૨)

### ૮૦ ઠગાઇ.

૧ દગાબાજી કરવી. (નિ. ૧ અં. ૨ ની રકમ ૮૩ તથા નિ. ૨૦ ની ક. ૪૫)

૨ હરેક માલ નજર મુકાવી ખરો માલ સંતાડી તેના બદલામાં ખોટો માલ આપશે તથા કોઇને

### જંગમ મિલકતનો ખોટો ઉપયોગ.

૧ બદદાનતથી કોઇ પણ જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરવા બાબત. (ક. ૪૦૩)

૨ કોઇ સખસ મરી જાય તે વખતે તેની પાસે જે મિલકત હોય તે મિલકતનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવો. (ક. ૪૦૪)

### વિશ્વાસઘાત.

૧ સાપરાધ વિશ્વાસઘાત કરવો. (કલમ ૪૦૬)

૨ ભારવાહક, ડકકા વાળા અથવા વખારવાળા દાખલ વિશ્વાસઘાત કરવો. (૪૦૭)

૩ કોઇ મેહેતા અથવા ચાકરે વિશ્વાસઘાત કરવો. (ક. ૪૦૮)

૪ કોઇ સરકારી નોકરે અથવા સરાફે વેપારીએ કે આડતિયાએ સાપરાધ વિશ્વાસઘાત કરવો (૪૦૯)

### ઠગાઈ.

૧ ઠગાઇ. (કલમ ૪૧૭)

૨ જેનો લાભ જાળવવાની જે સખસની ફરજ હોય તેને ગેરવ્યાજબી હાની થશે એવું જાણીને તે સખસે ઠગાઇ કરવી. (૪૧૮)

ત્યાંથી બીજાનું નામ ધરીને, કિંવા હરેક પ્રકારે ઠગાબાજીથી માલ લાવી ખાશે તે બાબત.
(નીબંધ ૩ અંક ૪૬)

૩ કોઇ સરકારી નોકર બીજાને એમ સમજાવે કે મને સરકારી ફલાણા હોદ્દાની નોકરી મળવાની છે ત્યારે હું તમારૂં કામ કરી આપીશ એ પ્રમાણે ઠગીને કાંઇ અવેજ મેળવવો, અથવા નોકર થવાની ઉમેદ રાખી ઉપર પ્રમાણે કરવું.
(ની. ૩ અ. ૫૭)

૪ કપાસના ગઠ્ઠામાં કચરો નાંખવો અથવા ભેળવવો. (ની. ૧ ના ની. ૨ ની યાદી. ૨–૮૬

## ૮૧ બિગાડ.

૧ જોરાવરીથી અથવા છાનામાના કોઇની માલ મિલકત બગાડવી અથવા કરેલી ઈમારત તોડવી યા ખેતરનો માલ ઉભેળી નાંખવો.
( નીબંધ ૩ નો અં. ૬૪)

૨ જમીનના નીશાનનો નાશ કરવો. (નીબંધ ૩ અં. ૫૦)

૩ ખેતરની તથા જમીનની ખુણ બગાડવી અથવા હદીઓ કાઢી નાંખવી. (ની. ૧ અં. ૨ નીઃ રકમ ૭૮)

૪ માલ લેવાના ઇરાદાથી કપ- [illegible] વહાણ [illegible] મ- [illegible] વીગેરે.
(નીબંધ ૩ [illegible] ૫[illegible])

૩ વેશ બદલીને ઠગાઇ કરવી.
(કલમ ૪૧૯)

૪ ઠગાઈ કરીને બદદાનતથી કાંઇ મિલકત અપાવવી. (૪૨૦)

## બિગાડ.

૧ બિગાડ. (કલમ ૪૨૬)

૨ રૂ ૫૦ તથા તેથી વધારે રકમનો બિગાડ કરવો. (કલમ ૪૨૮)

૩ દસ રૂપિઆની કિંમતના કોઈ જાનવરને મારી નાંખીને અથવા લંગડું લુલું કરીને બિગાડ કરવો.

૪ પાણી સીંચવાનાં કામોને નુકશાન કરીને અથવા ગેરવ્યાજબી રીતે પાણીનો રસ્તો બદલી બિગાડ કરવો. (કલમ ૪૩૦)

૫ ઢોર વિગેરેને અથવા રૂ ૫૦ ના જાનવરને મારી નાંખીને કે લંગડું કરીને બિગાડ કરવો.
(કલમ [illegible])

૬ કોઇ સરીયામ રસ્તાને, પુળને અથવા નદીને નુકશાન કરીને બિગાડ કરવો. (કલમ ૪૩૧)

૭ નુકશાની થાય એવી રીતે કોઈ સરીયામ ગટરને રેલાવીને અથવા બંધ કરીને બિગાડ કરવો.

(કલમ ૪૩૨)

૮ કોઈ દાંડીનો દીવો અથવા દરિઆઇ નીશાની હોય તેનો નાશ કરીને, ખશેડીને, ઓછી ઉપયોગી કરીને અથવા ખોટી નીશાની દેખાડીને બિગાડ કરવો.

(કલમ ૪૩૩)

૯ સરકાર અખત્યારથી ઉભી કરેલી કાંઇ જમીનની નિશાનીનો નાશ કરી, ખશેડીને બિગાડ કરવો. (૪૩૪)

૧૦ રૂ ૧૦૦ ની નુકશાની કરવાના ઈરાદાથી આગની વડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થ વડે બિગાડ કરવો. (૪૩૫)

૧૧ કાંઇ ઘર વગેરેનો નાશ કરવાના ઇરાદાથી અગ્નિ વગેરે વડે બિગાડ કરવો. (૪૩૬)

૧૨ ગુવ[illegible] અથવા ૨૦ [illegible] ભારના વહાણનો નાશ કરવાના ઈરાદાથી અથવા [illegible] કરવાના [illegible] બિગાડ કરવો. (૪૩૭)

૧૩ ઉપર પ્રમાણે બિગાડ અગ્નિ વડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થ વડે કરવો. (૪૩૮)

૧૪ ચોરી કરવાના ઈરાદાથી વહાણુને જમીનપર કે કિનારા પર ચઢાવી દેવું. (૪૩૯)

૧૫ મોત અથવા વ્યથા કરવાની તૈયારી કરીને બિગાડ કરવો. (૪૪૦)

---

શ્રી.

## પ્રકરણ ૫ મું.

### સાધારણ અપવાદ અને ખાનગી બચાવના હક વિશે.

### ૧ સાધારણ અપવાદ.

૮૨ જે સખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ છે, અથવા કાયદાની કાંઈ ભુલના સબબથી નહી પણ હકીકતની કાંઈ ભુલના સબબથી જે સખસ શુધબુદ્ધિથી એમ માનેછે કે એ વસ્તુ કરવાની મારી કાયદા પ્રમાણે ફરજ છે તે સખસ જો તે વસ્તુ કરે તો તે ગુન્હો છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત—એક ઇનસાફની કોરટના અમલદારે પોતાના જવાહરસીંગ નામના સિપાઇને કરમચંદ નામના માણસને પકડવાનો હુકમ કર્યો. ખાતરથી પુરતી તજવીજ કરીને વખતચંદને કરમચંદ માનીને પકડે તો જવાહરસીંગે કાંઇ ગુન્હો કીધો એમ સમજવું નહી.

(પી. કો. કં: ૭૬)

૮૩ જે અખત્યાર જે જડજને કાયદાએ આપેલો છે, અથવા જે જડજ શુધબુદ્ધિથી એમ માનેછે કે આ અખત્યાર મને કાયદાએ આપેલો છે તેવો કોઇ અખત્યાર અગલમાં લાવતાં તે જડજ ઈનસાફનું કામ કરવામાં જે વસ્તુ કરે તે ગુન્હો છે એમ સમજવું નહી.

(પી. કો. ક. ૭૭)

૮૪ કોઈ ઇનસાફની કોરટનો ફેંસલો અથવા હુકમ કાયમ હોય તે દરમ્યાનમાં તે ફેંસલા અથવા હુકમ મુજબ કરેલી કાંઇ વસ્તુ અથવા તે ફેંસલા અથવા હુકમથી થઇ શકે એવી કાંઇ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી. પછી તે ફેંસલો અથવા હુકમ કરવાનો તે કોરટને અધિકાર ન હોય તેની કાંઇ ચીંતા નહી. પરંતુ તે કામ કરનાર સખસે શુધબુધ્ધિથી એમ માનવું જોઇએ કે તે કોરટને તે અધિકાર છે.

(પી. કો. ક. ૭૮.)

૮૫ જે સખસને જે વસ્તુ કરવાની કાયદાથી રજા છે, અથવા કાયદાની કાંઈ ભુલના સબબથી નહી પણ હકીકતની કાંઇ ભુલના સબબથી જે સખસ શુધબુદ્ધિથી એમ માનેછે કે એ વસ્તુ કરવાની મને કાયદાથી રજાછે તે સખસ જો તે વસ્તુ કરે તો તે ગુન્હો છે એમ સમજવું નહી.

(પી. કો. ક. ૭૯)

**દૃષ્ટાંત—જ** ખુન કરે છે એવું સમજીને **અ**, **જ**ને પકડે એવા હેતુથી કે તેને યોગ્ય અમલદારની આગળ હાજર કરવો, તો **અ**એ કાંઈ ગુન્હો કર્યો એમ સમજવું નહી. પછી એમ માલમ પડે કે **જ** પોતાના બચાવમાં કાંઈ કામ કરતો હતો તોપણ.

૮૬ કાંઇ કાયદેસર કામ, કાયદેસર રીતે, કાયદેસર ઉપાયોથી, તથા ઘટતી સંભાળ અને ખબરદારીથી કરતાં ઇત્તેફાકન અથવા કમનશીબથી અને સાપરાધ ઈરાદા કે જ્ઞાન વિના થયેલી કાંઈ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

(પી. કો. ક. ૮૦)

**દૃષ્ટાંત—અ** એક કુહાડો લેઇ મજુરીનું કામ કરે છે એટલામાં તેનું માથું હાથામાંથી જુદું થઈને ઉડીને પાસે ઉભેલા એક માણુસને લાગીને તે માણુસ મરી જાય તો એ ઠેકાણે જો બરાબર ખબરદારી રાખવામાં **અ**ની તરફથી કાંઇ કસુર ન હોય તો **અ**નું

કામ માફ કરવા જેવું છે, ગુન્હો નથી એમ સમજવું.

૮૭ જો કાંઈ વસ્તુ હાની કરવાના અપરાધ ઇરાદા વગર તથા શુધબુદ્ધિથી શરીર અથવા મિલકતને થતી બીજી હાની અટકાવવાને અથવા તેથી તે બચાવવાને કરી હોય, તો તે વસ્તુથી હાની થશે એવો સંભવ છે એમ જાણીને તે વસ્તુ કીધી એટલાજ સબબ પરથી તે ગુન્હો છે એમ સમજવું નહી. (પી. કો. ક. ૮૧)

દૃષ્ટાંત—એક મોટી આગમાં અ લોકોનાં ઘરો તોડી પાડે, એટલા સારૂ કે તે આગ પથરાતી અટકે, અને એ કામ તે શુધબુદ્ધિથી માણસની જીંદગી અથવા મિલકત બચાવવાના ઈરાદાથી કરે તો એ ઠેકાણે જો એવું માલમ પડે કે અટકાવવાની હાની એવી તરેહની તથા એટલી નજીકની હતી કે તેથી અનુ કામ માફ થાય તો અએ ગુન્હો કાધો એમ સમજવું નહી.

૮૮ સાત વરસથી ઓછી ઉમરના બાળકે કરેલી કાંઈ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી. (પી. કો. કલમ ૮૨)

૮૯ સાત વરસથી વધારે અને ૧૨ વર્ષથી ઓછી ઉમરનું બાળક જેની અકલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેથી શું પરીણામ થશે, એ બાબત વિચાર કરી શકે એટલી પુખ્ત થઇ નથી તેણે કરેલા કાંઈ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

(પી. કો. કલમ ૮૩).

૯૦ જે સખસ કાંઈ કામ કરતી વખતે દિવાનગીના સબબથી હું કેવી રીતનું કામ કરૂંછું એ, અથવા જે કામ હું કરૂંછું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી તેનું કરેલું તે કામ ગુન્હો નથી. (પી. કો. ક. ૮૪)

૯૧ જે સખસ કાંઈ કામ કરતી વખતે કેફના સબબથી હું કેવી રીતનું કામ કરૂં છું એ અથવા હું જે કામ કરૂંછું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી તેનું કરેલું તે કામ ગુન્હો છે એમ સમજવું નહી; પણ જે વસ્તુથી તેને કેફ ચઢી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી હોય તો (પી. કો. ક. ૮૫)

૯૨ જે વસ્તુથી મોત અથવા મહાવ્યથા કરવાનો ઈરાદો કર્યો નથી અને જેથી મોત અથવા વ્યથા થશે એવો સંભવ છે એમ તેનો કરનાર જાણતો નથી, તે વસ્તુ કરવાથી થતી હાની ખમવાની જે સખસે સાફ રીતે અથવા અર્થ સમજાય એવી રીતે રજામંદી આપી હોય એવા અઢાર વરસથી વધારે ઉમરના કોઈ સખસને કાંઇ હાની થાય અથવા કાંઈ હાની કરવાનો તે વસ્તુ કરનારે ઇરાદો કર્યો હોય તે હાનીના સબબથી, અથવા એવા જે સખસે તે હાનીનું જોખમ માથે લેવાની રજામંદી આપી હોય તે સખસને તે વસ્તુથી કાંઈ હાની થશે એવો સંભવ છે એમ તે વસ્તુ કરનાર જાણતો હોય તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી. (પી. કો. ક. ૮૭)

દ્દષ્ટાંત—**અ** તથા **જ** ગમત રમતને સારૂ એક બીજા સાથે પટ્ટો ખેલવાનું કબુલ કરે તો એ કબુલતમાં અર્થાંત હરેકની એવી રજામંદી સમજાય છે કે વગર દગલબાજીએ તે પટ્ટો ખેલતાં જે હાની થાય તે ખમવી. હવે **અ** થી વાજબી રીતે ખેલતાં **જ** ને કાંઈ વ્યથા થાય તો **અ** એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી.

૯૩ જે વસ્તુથી મોત થાય એવો ઈરાદો કર્યો નથી તે વસ્તુથી થતી હાની ખમવાની અથવા તે હાનીનું જોખમ માથે લેવાની જે સખસે સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે રજામંદી આપી હોય તે સખસના ફાયદા માટે શુધબુદ્ધિથી તે કરવામાં તે સખસને કાંઇ હાની થાય અથવા તેને કાંઈ હાની કરવાનો ઈરાદો તે કરનારે કર્યો હોય અથવા તેને તેથી કાંઇ હાની થશે એવો સંભવછે, એમ તે કરનારે જાણ્યું હોય તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી. (પી. કો. કલમ ૮૮)

૯૪ કાંઈ નુકશાનની દેહેસતથી અથવા હકીકતની ખોટી સમજથી કાંઇ રજામંદી કોઈ સખસથી અપાઈ હોય, અને તે રજામંદી તેવી દેહેસતથી અથવા ખોટી સમજથી અપાઈ છે એમ તે કામ કરનાર સખસ જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય, અથવા જે સખસ દીવાનગી અથવા કેફના સબબથી જે કામ બાબત પોતાથી રજામંદી અપાતી હોય તે કામ કેવી રીતનું છે તથા

તેનાં પરિણામ કેવાં થશે તે સમજવાને અશક્ત હોય, એવા સખસે આપેલી રજામંદીને, અથવા વાક્ય સંબંધથી એથી ઉલટું ન દેખાય તો બાર વરસથી ઓછી ઉમરના સખસે રજામંદી આપી હોય તો આ કાયદાની કોઈપણ કલમમાં લખેલી રજામંદી જેવી સમજવી નહી. (પી. કો. ક. ૯૦)

૯૫ કોઈ સખસના ફાયદાને સારૂ તેને શુધબુદ્ધિએ કાંઇ કહેવામાં આવે, અને તેથી તે સખસને કાંઇ હાની થાય તો તે હાનીના સબબથી તે કહેવું ગુન્હો છે એમ સમજવું નહી.

(પી. કો. કલમ ૯૩)

**દ્રષ્ટાંત**—એક માંદા માણુસને તેનો વૈદ **અ**, શુધબુદ્ધિએ પોતાનો અભિપ્રાય કહે કે તું જીવી શકવાનો નથી, અને તે હેબકથી માંદો માણુસ મરી જાય તો અગર **અ** ને ખબર હતી કે એ પ્રમાણે કહેવાથી તે માંદા માણુસનું મોત થાય એવો સંભવ છે તો પણ **અ** એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી.

૯૬ ખુન તથા રાજ્ય વિરૂદ્ધ જે ગુન્હાને માટે મોતની શિક્ષા ઠરાવેલી છે તે ગુન્હાઓ શિવાય જે કામ કોઇ સખસને કાંઇ ધમકીને લીધે કરવું પડે, અને તે ધમકી એવી હોય કે જેથી તે કામ કરતી વેળાએ તે સખસના મનમાં કારણુસર એવી દેહેસત પેદા થાય કે જો હું એ કામ નહી કરીશ તો મારૂં તાતકાળીક મોત થશે તો તે કામ ગુન્હો છે એમ સમજવું નહી. પણ તે કામ કરનાર સખસ પોતાની ખુશીથી અથવા પોતાને તાતકાળીક મોત કરતા કાંઈ ઓછી હાનીના કારણુસર દેહેસતથી એવી હાલતમાં પોતે આવ્યો હોય કે તેથી તેની ઉપર તે દાબ થયો હોય એમ ન થવું જોઇએ.

(ક. ૯૪)

૯૭ કાંઇ વસ્તુથી કાંઇ હાની થાય અથવા કાંઈ હાની કરવાનો ઇરાદો કર્યો હોય અથવા કાંઇ હાની થશે એવો સંભવ જાણ્યામાં હોય પણ તે હાની એટલી જુજ હોય કે સાધારણ સમજ તથા સ્વભાવનો કોઈ સખસ તે હાની બાબત ફરીયાદ કરે નહી, તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

(પી. કો. કલમ ૯૫)

[illegible] માં તેની રજામંદી સિવાય કબજે લેઈ જાવી લેવી, તે ચોરીના ગુન્હાની વ્યાખ્યા પ્રમાણે ચોરીમાં આવી શકે, પણ આ અપવાદના આધારે તે ચોરીનો ગુન્હો બનેલો નથી એમ સમજવું.

## ૨. ખાનગી બચાવના હક બાબત.

૫૮ સર્વ કોઈ સખસને ખાનગી બચાવ કરવાનો હક છે. આ બાબત આ રાજ્યમાં જાહેરનામું પ્રસિદ્ધ થયું છે તે નીચે આપવામાં આવે છે.

### હું. જાહેરનામું નંબર ૬ તારીખ ૨૦-૧૧-૭૭.

સર્વ મુસાફર લોકોને ખબર આપવામાં આવે છે કે ચોર કિંવા લુટારૂ અંગ પર આવ્યો છતાં સામો થયાથી પોતાના જીવને ધોકો આવશે અથવા મહાબાધા થશે એવું સમજવા યોગ્ય કારણ હશે તો તે ચોરને કિંવા લુટારૂને જખમી કરવાનો અને મારી નાંખવાનો હરેક માણસને અધિકાર છે અને તેવું કર્યાથી તે ગુન્હો સમજવામાં આવશે નહી.

એજ પ્રમાણે જબરાઈની ચોરી એવા કામમાં પણ પોતાના બચાવ માટે કિંવા પોતાના માલના બચાવ માટે ઉપર લખ્યા પ્રમાણે તજવીજ કર્યાથી તે ગુન્હો નથી, તે માટે રસ્તે જતાં બંદોબસ્ત સારૂ માણસો હથિયારબંધ રાખી પ્રસંગ જોઈ ઉપર લખ્યા પ્રમાણે હથિયાર ચલાવવાને હરકત નથી. પરંતુ એ પ્રમાણે બની આવ્યાથી સરકારમાં તાબડતોબ વરધી આપવી.

૫૯ નિબંધ ૬ ના અંક ૧૦ ની પેટા કલમ ૫. બીજાનો સામનો કરે તથા શરીર ઉપર કિંવા મિલકત ઉપર જોરાવરી કરનારને વારવા જતાં તે મરે તો મારી નાંખનારને તથા ખુન કરનાર કે લુંટ કરનાર તથા એવા મોટા ભયંકર ગુન્હો કરનારને જીવતો પકડવાનો ઈલાજ નથી એમ પ્રત્યક્ષ જણાય તો તેને મારી નાંખનારે ખુન કર્યું એમ ગણવું નહી.

## ખાનગી બચાવના હક વિશે પીનલકોડની કલમ ૯૬ થી ૧૦૬ સુધીની નીચે આપવામાં આવેછે.

૧૦૦ ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી કોઇ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

(પી. કો. કલમ. ૯૬)

૧૦૧ જે કામ બીજી હાલતમાં થયેથી અમુક ગુન્હો ગણાય તે જો કામના કરનારની નાની ઉમરના, બુદ્ધિની કચાઈના, અથવા દીવાનગીના સબબથી, અથવા તેને કેફ ચઢી હોય, અથવા તે સખસની કાંઈ ખોટી સમજ હોય તે સબબથી તે ગુન્હો થઈ શકતો ન હોય, તોપણ જાણે તે કામ તે ગુન્હો હોય એવી રીતે તેથી ખાનગી બચાવ કરવાનો હરેક સખસનો તેવોજ હક છે.

(કલમ ૯૮)

દૃષ્ટાંત—દીવાનગીના સબબથી **જ**, **અ**નો જીવ લેવાની કોશીશ કરે તો **જ**એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી. પણ **જ** ડાહ્યો હોય એવીજ રીતે ખાનગી બચાવ કરવાનો **અ**નો હક છે.

૧૦૨ હરેક સખસને નીચે લખેલા બચાવ કરવાનો હક છે; પણ તે હકને કલમ ૧૦૭ મીમાં લખેલી હદો લાગુ પડે છે.

૧ **શરીર સંબંધી**, એટલે—શરીર સંબંધી કોઇ પણ ગુન્હાથી પોતાના અથવા બીજા કોઈ પણ સખસના શરીરનો બચાવ.

૨ **મીલકત સંબંધી**, એટલે—ચોરી, અપહરણ, બિગાડ અથવા સાપરાધ પ્રવેશ એ ગુન્હાઓનાં લક્ષણોમાં દાખલ થઇ શકે એવો ગુન્હો જે કામ હોય, અથવા જે કામ ચોરી, અપહરણ, બિગાડ અથવા સાપરાધ પ્રવેશ કરવાની કોશીશ હોય તે કામથી પોતાની અથવા બીજા કોઈ સખસની સ્થાવર કે જંગમ મિલકતનો બચાવ.

(કલમ. ૯૭)

૧૦૩ જે ગુન્હા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં

લાવવો પડે તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારનો હોય તો હુમલો કરનારને બુદ્ધિપુર્વક મોત અથવા બીજી કાંઇ પણ હાની કરતાં સુધી શરીરના ખાનગી બચાવનો હક પોહોચે છે; પણ તે હકને ૧૦૭ મી કલમમાં કહેલી હદો લાગુ પડે છે.

પહેલો—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય તો તેનો પરિણામ મોત થશે એવો કારણુસર ભય જેથી ઉત્પંન થાય એવો હુમલો.

બીજો—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય તો તેનો પરિણામ મહાવ્યથા થશે એવો કારણુસર ભય જેથી ઉત્પંન થાય એવો હુમલો.

ત્રીજો—બળાત્કાર સંભોગ કરવાના ઈરાદાથી હુમલો.

ચોથો—સૃષ્ટિ કર્મ વિરૂદ્ધ મૈથુને ઈચ્છા પુરણ કરવાના ઇરાદાથી હુમલો.

પાંચમો—મનુષ્ય હરણ તથા મનુષ્ય નયન કરવાના ઈરાદાથી હુમલો.

છઠ્ઠો—કોઇ સખસને ગેરવાજબી રીતે કેદ કરવાના ઈરાદાથી હુમલો અને તે એવી હાલતમાં હોય કે તેથી પેલા સખસને કારણુસર એવો ભય ઉત્પંન થાય કે પછી એ કેદમાંથી છુટવાને સારૂ સરકારી અધિકારીઓને અરજ કરવાનું આરાથી બની શકશે નહી. (કલમ ૧૦૦)

૧૦૪ ઉપરની કલમમાં લખેલા શિવાય બીજો કાંઇ ગુન્હો હોય તો બચાવનો હક મોત શિવાયની બુદ્ધિપુર્વક બીજી કાંઈ હાની કરતાં સુધી પોહોચે છે. (પી. કો. ક. ૧૦૧)

૧૦૫ જે ગુન્હો કરવા અથવા જેની કોસીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે; તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારનો હોય તો ગુન્હો કરનારને

બુદ્ધિપુર્વક મોત અથવા બીજી કાંઈ પણ હાની કરતાં સુધી મિલકતના ખાનગી બચાવનો હક પોહાચે છે પણ તે હકને ૧૦૭ મી કલમમાં કહેલી હદો લાગુ પડે છે. ગુન્હાઓના પ્રકાર.—

પહેલો—અપહરણ.

બીજો—રાતને વખતે ઘર ફોડવું.

ત્રીજો—કોઇ ઇમારત, તંબુ અથવા વહાણ, માણુસના ઘર દાખલ વપરાતું હોય અથવા મિલકત રાખવાની જગા દાખલ વપરાતું હોય, તે ઇમારત, તંબુ, અથવા વહાણુપર આગથી બીગાડ કરવો.

ચોથો—ચોરી, બિગાડ, અથવા ઘર પ્રવેશ, અને તે એવી હાલતમાં કરવો કે તેથી કારણુસર એવો ભય ઉત્પંન થાય કે જો ખાનગી બચાવનો તે હક અમલમાં નહી લવાય તો તેનો પરિણામ મોત અથવા મહાવ્યથા થશે. (પી. કો. ક. ૧૦૩)

૧૦૬ ઉપરની કલમ ૧૦૫ માં લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારની ચોરી, બિગાડ અથવા સાપરાધ પ્રવેશ નહી હોય તો મિલકતના બચાવનો હક, ગુન્હેગારને મોત શિવાયની બુદ્ધિપુર્વક બીજી કાંઇ પણ હાની કરતાં સુધી પોહાચે છે અને તે હકને ૧૦૭મી કલમમાં લખેલી હદો લાગુ પડેછે. (પી. કો. ક. ૧૦૪)

૧૦૭ નીચે લખેલાં કામોમાં ખાનગી બચાવનો હક નથી. તેની વિગતઃ—

પહેલી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણુસર ભય જેથી ઉત્પંન થતો નથી, એવું કાંઈ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદાની રૂઇથી શુધ બુધ્ધિએ અમલ કરતાં જો કરે અથવા કરવાની કોશીશ કરે, તો પછી તે કામ બરાબર કાયદા મુજબ ન હોય તો પણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

બીજી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પંન થતો નથી એવું કાંઇ કામ કોઈ સરકારી નોકર પોતાના હોદ્દાની રીતથી શુધબુદ્ધિએ અમલ કરતાં કરેલા હુકમ ઉપરથી જો કાંઇ કરે અથવા કરવાની કોશીશ કરે તો પછી તે હુકમ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

ત્રીજી—સરકારી અધિકારીઓનો આશરો માગવા જવાની વેળા હોય એવી બાબતોમાં ખાનગી બચાવનો હક નથી.

ચોથી—કોઇ પણ બાબતમાં બચાવ કરવાના કારણસર કરવી જરૂર હોય તે કરતાં વધારે હાની કરવા સુધીનો ખાનગી બચાવનો હક નથી.

ખુલાસો ૧ લો—આ કામ કરનારો સરકારી નોકર છે એવું જે સખસ જાણતો નથી, અથવા એવું માનવાને જેને કારણ નથી; તે સખસનો તે સરકારી નોકર જે કામ કરે અથવા કરવાની કોશીશ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી.

ખુલાસો ૨ જો—આ કામ કરનારો માણસ કોઇ સરકારી નોકરના હુકમથી એ કરેછે એવું જે સખસ જાણતો નથી અથવા એવું માનવાને જેને કારણ નથી, અથવા ફલાણા અખત્યારથી એ કામ કરૂંછું એમ તે માણસ કહે નહી, અથવા અગર તે અખત્યાર લખેલો હોય તો માગેથી તે અખત્યાર બતાવે નહી, તો તે સખસનો તે સરકારી નોકરના હુકમથી તે માણસ જે કામ કરે અથવા કરવાની કોશીશ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી.

(કલમ ૯૯)

૧૦૮ શરીરના ખાનગી બચાવના હકની શરૂઆત અને તેનું જારી રહેવું.—અગર ગુન્હો થયો નહી હોય તોપણ ગુન્હો કરવાની કાંઇ કોશીશ અથવા ધમકીથી શરીરને જોખમ પોહોચવાનો કારણસર ભય ઉત્પંન થાય કે તુરંત શરીરના ખાનગી બચાવનો હક શરૂ

થાયછે. અને જ્યાં સુધી શરીરને જોખમનો તે ભય જારી રહે ત્યાં સુધી તે હક જારી રહેછે. (ક. ૧૦૨)

**૧૦૯ મિલકતના ખાનગી બચાવના હકની શરૂઆત અને તેનું જારી રહેવું.**

**૧ પેહેલી**—જ્યારથી કાંઇ મિલકતને જોખમનો કારણસર ભય ઉત્પંન થાય ત્યારથી તે મિલકતના ખાનગી બચાવનો હક શરૂ થાયછે.

**૨ બીજી**—ચોરીથી મિલકતના ખાનગી બચાવનો હક, મિલકત લેઇને ગુન્હેગાર નાશી જાય અથવા સરકારી અધિકારીઓનો આશરો મળે, અથવા તે મિલકત પાછી હાથ લાગે ત્યાં સુધી જારી રહેછે.

**૩ ત્રીજી**--અપહરણથી મિલકતના ખાનગી બચાવનો હક જ્યાં સુધી ગુન્હેગાર કોઇ સખસને મોત અથવા મહાવ્યથા, ગેરવાજબી અટકાવ કરે અથવા કરવાની કોશીશ કરે, અથવા જ્યાં સુધી તાત્કાળીક મોતનો અથવા તાત્કાળીક વ્યથાનો અથવા શરીર સંબંધી તાત્કાળીક અટકાવનો ભય જારી રહે ત્યાં સુધી જારી રહે છે.

**૪ ચોથી**—સાપરાધ પ્રવેશ અથવા બિગાડથી મિલકતના ખાનગી બચાવનો હક, જ્યાં સુધી ગુન્હેગાર સાપરાધ પ્રવેશ અથવા બિગાડ કરવામાં જારી રહે ત્યાં સુધી જારી રહે છે.

**૫ પાંચમી**—રાતને વખતે ઘર ફોડવાથી મિલકતના ખાનગી બચાવનો હક તે ઘર ફોડવાથી શરૂ થવાનો ગૃહ પ્રવેશ જ્યાં સુધી જારી રહે ત્યાં સુધી જારી રહે છે. (પી. કો. કલમ. ૧૦૫)

**૧૧૦ જો કાંઇ હુમલો એવો થાય કે તેથી મોતનો કારણસર ભય ઉત્પંન થાય, અને તે હુમલાથી ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં પોતાનો બચાવ કરનાર સખસ એવી હાલતમાં આવી**

ગયેલો હોય કે કોઈ બેગુન્હા સખસને હાની કરવાના જોખમ શિવાય તેથી તે હક ધાર્યું થાય એવી રીતે અમલમાં લાવી શકાય નહી. તો તે જોખમમાં પડતાં સુધી ખાનગી બચાવનો તેનો હક પોહોચે છે. (પી. કો. ક. ૧૦૬)

દૃષ્ટાંત—અની ઉપર એક ટોળીએ હુમલો કર્યો છે અને તેઓ તેનું ખુન કરવાની કોશીશ કરે છે. તે ટોળાની ઉપર બંદુક છોડયાથી ધારેલું થાય એવી રીતે ખાનગી બચાવનો હક અ અમલમાં લાવી શકે એવું નથી, અને ટોળાગાં કેટલાંએક બાળક છોકરાં છે તેઓને હાની કરવાના જોખમ શિવાય અ બંદુક છોડી શકતો નથી. હવે એવું છતાં બંદુક છોડેથી જો અથા તે છોકરાંઓમાંના કોઈ છોકરાંઓને કાંઇ હાની થાય તો અ એ કાંઇ ગુન્હો કર્યો એમ સગજવું નહી.

---

શ્રી.

## પ્રકરણ ૬ હું.

### ગુન્હા કરવામાં મદદગારી તથા કોશીશ બાબત.

### ૧ મદદગારી.

૧૧૧ સ્થાનિક કાયદાગાં ગદદગારી બાબત જુદો ઠરાવ નથી તેમ મદદગારી કોને ગણુવી એ બાબતમાં જોઇએ તેવી વ્યાખ્યાનથી તેથી પીનલકોડના બાબ ૫ માાંથી જાણુવાજોગ હકીકત નીચે આપવામાં આવેછે.

૧૧૨ કાંઇવસ્તુ સંબંધી નીચે લખ્યા પ્રમાણે જે ગાણુસ કરે તે માણુસે તે વરતુ કરવામાં મદદગારી કરી એમ સગજવું.

૧ પેહેલું—જે ગાણુસ તે વરતુ કરવાને કોઈ માણુસને ઉશ્કેરે, અથવા.—

૨ બીજું—જે ગાણુસ તે વરતુ કરવાને સારૂ કોઇ સખસ અથવા સખસોની સાથે કાંઇ મસલતમાં સાગીલ થાય, પણુ તે ક્યારે કે તે મસલત મુ-

જણ તથા જે વસ્તુ કરવા માટે કાંઇ કામ અ-
થવા કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં આવે તો.
[illegible]—

૩ ત્રીજું—જે માણુસ કાંઇ કામ અથવા કાયદા વિરૂદ્ધ ક-
સુર કરીને તે વસ્તુ કરવામાં ઇરાદાથી સહાય કરે.

ખુલાસો ૧ લો—અગર કોઇ સખસ જાણીજોઇને કાંઈ વાત કહીને અથવા જે જરૂરની હકીકત જાહેર કરવાની પોતાની ફરજ હોય તે હકીકત જાણી જોઇને છુપાવીને બુદ્ધિપુર્વક કાંઈ વસ્તુ કરાવે અથવા કરાવવાની કોશીશ કરે તો તેણે તે વસ્તુ કરાવવાની ઉશ્કેરણી કરી એમ સમજવું.

ખુલાસો ૨ જો—કાંઇ કામ કરતાં પેહેલાં અથવા કાંઇ કામ કરતી વખતે તે કામ કરવું સેહેલ કરવા સારૂ જે માણુસ કાંઇ વસ્તુ કરે અને તેમ કરીને તે કામ કરવું સેહેલ કરે તે માણુસે તે કામ કરવામાં સહાય કર્યું એમ સમજવું. (પી. કો. ક. ૧૦૭)

૧૧૩ જે સખસ કાંઈ ગુન્હો કરવામાં મદદગારી કરે અથવા જે કામ મદદગાર સખસના ઇરાદા અથવા જ્ઞાનથી ગુન્હો કરવાને કાયદા પ્રમાણે કોઈ શક્તિમાન સખસે કર્યું હોય તો ગુન્હો થાય એવું કાંઇ કામ કરવામાં મદદગારી કરે તો તે સખસે ગુન્હામાં મદદગારી કરી એવું સમજવું.

ખુલાસો ૧ લો—કાંઇ કામની કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં મદદગારી કરવી તે ગુન્હો થઇ શકે છે પછી તે કામ કરવાની અગર તે મદદગારની પોતાની ફરજ નહી હોય તોપણ.

ખુલાસો ૨ જો—મદદગારીનો ગુન્હો થવામાં એવું કાંઇ જરૂર નથી કે મદદગારી કરેલું કામ થવું જોઇએ, અથવા જે અસર તે ગુન્હો થવામાં જરૂર છે તે અસર પેદા થવી જોઇએ.

(પી. કો. ક. ૧૦૮)

દ્રષ્ટાંત—**અ**, **બ** ને **ક** નું ખુન કરવાને ઉશ્કેરે, તે ઉશ્કેરણી મુજબ કરવાનું **બ** ના કહે તોપણ **બ**ને ખુન કરવામાં **અ** એ મદદગારી કરી એમ સમજવું.

**ખુલાસો ૩ જો**—એવું કાંઇ જરૂર નથી કે જે સખસને મદદગારી કરી હોય તે સખસ કાંઈ ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન જોઇએ. અથવા તે મદદગારમાં જેવોજ તે સખસનો અપરાધ ઈરાદો કે ગ્યાન જોઈએ, અથવા તે સખસનો કાંઈ પણ અપરાધ ઈરાદો અથવા ગ્યાન જોઇએ.

**દૃષ્ટાંત**—**अ** એક ગાંડા માણુસને ઉશ્કેરીને એક ઘરને આગ લગાડાવે તો અગર જો તે ગાંડો માણુસ દીવાનગીના સબબથી તે કામ કાયદા વિરૂદ્ધ છે એમ જાણુવાને અશકત હોય તો તે ગાંડા માણુસે કાંઇ ગુન્હો કર્યો છે એમ સમજવું નહી; પણ **अ** એ આગ લગાડવાના ગુન્હામાં મદદગારી કરી તેથી તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષાને **अ** લાયક છે એમ સમજવું.

**ખુલાસો ૪ થો**—કોઇ ગુન્હામાં મદદગારી કરવી એ ગુન્હો છે માટે એવી મદદગારીમાં મદદગારી કરવી તે પણ ગુન્હો છે એમ સમજવું.

**દૃષ્ટાંત**—**ज** નું ખુન કરવાને **क** ને ઉશ્કેરવાને **अ**, **ब** ને ઉશ્કેરે, તે ઉપરથી **ज** નું ખુન કરવાને **ब**, **क** ને ઉશ્કેરે, અને **ब** ની ઉશ્કેરણી ઉપરથી **क** તે ગુન્હો કરે તો પોતાના ગુન્હાને માટે **ब** ખુનની શિક્ષાને લાયક છે, અને તે ગુન્હો કરવાને **अ** એ **ब** ને ઉશ્કેર્યો માટે **अ** પણ તેજ શિક્ષાને લાયક છે એમ સમજવું.

**ખુલાસો ૫ મો**—મસ્લતથી મદદગારીનો ગુન્હો કરવામાં એવું કાંઇ જરૂર નથી કે જે સખસ ગુન્હો કરે તે સખસની સાથે તે મદદગારે તે ગુન્હા બાબત મનસુબો કરવો જોઇએ. જે મસ્લત મુજબ તે ગુન્હો કરવામાં આવે તે મસ્લતમાં તે સામીલ થયો તો બસ છે.

**દૃષ્ટાંત**—**अ**, **ब** ની સાથે મનસુબો કરીને તેઓ **ज** ને ઝેર દેવાની ગોઠવણ કરે તેમાં એમ ઠરે કે **अ** એ ઝેર આપવું. પછી તે ગોઠવણ **ब**, **क** ને સમજાવે, અને એમ કહે કે એક ત્રીજો સખસ ઝેર આપનારો છે પણ **अ** નું નામ કહે નહી; **क** ઝેર લઈ આવવું કબુલ કરે, અને સમજાવેલી રીતે વાપરવા સારૂ તે ઝેર **ब** ને હવા-

લે કરે, પછી अ તે ઝેર આપે અને તેના જોરથી ज મરી જાય તો એ ઠેકાણે अ તથા क એઓએ મળીને કાંઇ ગરબસ્ત કરી નથી, તોપણ જે મસ્વરત મુજબ जનું ખુન થયું તે ગધ્યે क સામીલ થયો માટે क એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો, અને તે ખુનની શિક્ષાને લાયક છે એમ સમજવું. (પી. કો. ક. ૧૦૮)

૧૧૪ અગર કોઇ માણુસ કાંઇ ગુન્હામાં મદદગારી કરે અને તે મદદગારી ઉપરથી તે મદદગારી કરેલું કામ કરવામાં આવે અને તે મદદગારીની શિક્ષાને માટે આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ કરેલો નહી હોય તો તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા તે માણુસને કરવામાં આવશે. (પી. કો. ક. ૧૦૯)

**ખુલાસો**—કાંઇ કામ અથવા ગુન્હો મદદગારી ઉપરથી કરવામાં આવ્યો એમ ક્યારે સમજવું કે જ્યારે તે કામ અથવા ગુન્હો, તે મદદગારીમાં જે ઉશ્કેરણી અથવા મસલત અથવા સહાય આવ્યું હોય તે ઉશ્કેરણી ઉપરથી અથવા તે મસલત મુજબ અથવા તે સહાયથી કરવામાં આવે ત્યારે.

**દૃષ્ટાંત**—ખોટી સાહેદી આપવાને अ, ब ને ઉશ્કેરે અને તે ઉશ્કેરણી ઉપરથી ब તે ગુન્હો કરે તો अ એ તે ગુન્હામાં મદદગારી કરી તથા ब ના જેવીજ શિક્ષાને તે લાયક છે એમ સમજવું.

૧૧૫ અગર કોઇ ગુન્હામાં કોઇ માણુસ મદદગારી કરે, અને મદદગારી કરેલો સખસ મદદગારના ઈરાદા અથવા જ્ઞાન કરતાં જુદાજ ઈરાદા કે જ્ઞાનથી તે કામ કરે તો બીજા ઇરાદા અથવા જ્ઞાનથી નહી પણ મદદગારના જેવાજ ઇરાદાથી અથવા જ્ઞાનથી અગર તે કામ કર્યું હોય તો જે ગુન્હો થાય તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા તે માણુસને કરવામાં આવશે. (પી. કો. ક. ૧૧૦)

૧૧૬ અગર એક કામમાં મદદગારી કરવામાં આવે અને બીજું કામ બને તો જાણે તેજ કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે તે મદદગાર તે બનેલાં કામને માટે જવાબદાર છે. પણ તે બનેલું કામ તે મદદગારીનું સંભાવ્ય ફળ હોવું જોઇએ, તથા જે ઉશ્કેરણી અથવા સહાય અથવા મસ્વરત તે મદદગારીમાં [illegible]

આવી હોય તે ઉશ્કેરણીના જોરથી અથવા તે સહાયથી અથવા તે (અસ્વરત) મુજબ તે કામ થવું જોઈએ. (પી. કો. ક. ૧૧૧)

દૃષ્ટાંત—**જ** ના ખોરાકમાં ઝેર ઘાલવાને એક બાળકને ઉશ્કેરીને **અ** તે કારણસર તે બાળકને કાંઇ ઝેર સોંપે, પછી તે ઉશ્કેરણી ઉપરથી **ય**નો ખોરાક **જ** ના ખોરાકની પાસેછે તેમાં ચુકથી તે ઝેર ઘાલે તો એ ઠેકાણે જો તે બાળકે તે ઉશ્કેરણીના જોરથી કામ કર્યું હોય અને સઘળો હાલ જોતાં જે કામ થયું તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય તો અગર **અ** એ તે બાળકને **ય**નાજ ખોરાકમાં ઝેર ઘાલવાને ઉશ્કેર્યો હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે **અ** જવાબદાર છે.

૧૧૭ મદદગારી કરેલું કામ પણ કરવામાં આવે અને ઉપલી કલમ મુજબ જે કામને માટે મદદગાર જવાબદાર છે તે કામ પણ કરવામાં આવે અને તે કામ જુદોજ ગુન્હો થાય તો તે મદદગાર તે ગુન્હાઓમાંના દરેક ગુન્હાની શિક્ષાને લાયક છે.

(પી. કો. ક. ૧૧૨)

દૃષ્ટાંત—એક સરકારી અમલદારે કરેલી જપ્તીના સામો થવાને અ, **બ**ને ઉશ્કેરે, પછી તે ઉપરથી **બ** તે જપ્તીની સામો થાય અને સામો થવામાં **બ** તે જપ્તી કરનાર અમલદારને બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરે તો તે જપ્તીની સામે થવાનો ગુન્હો તથા બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવાનો ગુન્હો એ બંને ગુન્હા **બ**એ કર્યા માટે **બ** એ બંને ગુન્હાની શિક્ષાને લાયક છે અને અગર **અ**એ એમ જાણ્યું હોય કે તે જપ્તીની સામો થવામાં **બ** બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરશે એવો સંભવ છે તો **અ** પણ એ ગુન્હાઓમાંના દરેક ગુન્હાની શિક્ષાને લાયક છે એમ સમજવું.

૧૧૮ એક મુકરર અસર પેદા કરવાના ઇરાદાથી મદદગાર સખસ કાંઇ કામમાં મદદગારી કરે અને તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય એવું કાંઈ કામ તે મદદગારે ધારેલી હોય તે કરતાં જુદી અસર પેદા કરે તો અગર તે મદદગારે તેજ અસર પેદા કરવાના ઇરાદાથી તે કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે તે મદદગાર તે પેદા કરેલી અસરને માટે જવાબદાર છે, પણ તે મદદગારી કરેલા કામથી

તે અસર પેદા થવાનો સંભવ છે એમ તેણે જાણ્યું હોય તો.

(કલમ ૧૧૦)

દ્રષ્ટાંત—ज ને મહાવ્યથા કરવાને, अ, ब ને ઉશ્કેરે પછી ब તે ઉશ્કેરણી ઉપરથી जને મહાવ્યથા કરે અને તેથી કરીને ज મરી જાય તો એ ઠેકાણે અગર अએ એમ જાણ્યું હોય કે મદદગારી કરેલી મહાવ્યથાથી ज નું મોત થશે એવો સંભવ છે તો ખુનને માટે ઠરાવેલી શિક્ષા પામવાને अ લાયક છે એમ સમજવું.

૧૧૯ સ્થાનિક કાયદામાં મદદગારીબાબત જે કલમોમાં ઉલ્લેખ કરેલો છે તેમાંની કેટલીક કલમો નીચે જણાવવામાં આવેછે.

૧ ગુન્હો કરવા શીખવવું તથા મદદ આપવી.

(નિ. ૧ અં. ૨ ની યાદી ની. ૨૦ રકમ ૧૦)

૨ કોઇ સખસ ખુન, ચોરી તથા ઞાસો એ ગુન્હા કોઇને શીખવશે અથવા તેમાં મદદ આપશે, કિંવા જાણ્યા છતાં સરકારમાં જાહેર ન કરતાં છુપાવી રાખ્યાનું માલમ પડશે.

(ઠરાવ ૧ અંક ૨૨ ની પેટા રકમ ૧)

૩ ત્રાગુ વગેરે કરવામાં સામેલ થશે તે બાબત.

(ઠરાવ ૧ અંક ૩૯)

૪ ધાડ પાડવાનો ગુન્હો કરવામાં જે મદદ કરશે અથવા સામીલ થશે અથવા શીખવશે તે બાબત.

(નીબંધ ૩ અંક ૪૭ બાબ ૪)

૫ સરકારી કામદારની નાલાશ કરવામાં સામીલ થવું. અથવા મદદ આપવી અથવા શીખવવું તે બાબત.

(નીબંધ ૩ અંક ૬૫)

૬ ચોરીના કામમાં સામેલ રહેવા બાબત.

(ઠરાવ ૧ અં. ૫૫ રકમ ૪)

૭ દેહાંત અથવા જન્મ ટીપની શિક્ષા થઈ શકે એવો કોઇ ગુન્હો કરવામાં મદદગારી કરવી અને તે ઉપરથી ગુન્હો કરવામાં આવે નહીં તથાપિ તે મદદગારને ગુન્હેગાર [illegible]

મણી શિક્ષા આપવા બાબત.

નિ. ૩ નો અંક ૫૬ રકમ ૨)

પણ તે મદદગારી ઉપરથી જે કામને માટે મદદગાર જવાબદાર હોય અને જે કામથી કોઈ સખસને બચા થાય એવું કાંઇ કામ કરવામાં આવે તે બાબત.

નિ. ૩ ના અંક ૫૬ ની પેટા રકમ ૨)

---

## ૨. ગુન્હો કરવાની કોશીશ બાબત.

૧૨૦ ગુન્હો કરવાની કોશીશ બાબત સ્થાનિક કાયદામાં જુદા ઠરાવ જણાતા નથી, પણ પીનલકોડમાં એ બાબત એક જનરલ નિયમ આપેલો છે તે નીચે પ્રમાણેઃ—

જે ગુન્હાને માટે આ કાયદામાં (પીનલકોડમાં) સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી હોય એવો કોઈ ગુન્હો કરવાની અથવા એવો કોઇ ગુન્હો કરાવવાની જે માણસ કોશીશ કરે અને તે કોશીશમાં તે ગુન્હો કરવા તરફ કાંઇ કામ કરે તે માણસને તેવી કોશીશને માટે શિક્ષા સંબંધી આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ ન કર્યો હોય તેવે ઠેકાણે તે ગુન્હાને માટે જે પ્રકારની કેદની શિક્ષા ઠરાવી હોય તે પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની અથવા સમુદ્રપારની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અરધી મુદત સુધીની કેદની અથવા સમુદ્રપારની અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. (પી. કો. કલમ ૫૧૧)

**દૃષ્ટાંત**—રામચંદ્રના ખીસ્સામાં હાથ ઘાલીને તેમાંથી ચોરી કરવાની કાળીદાસ કોશીશ કરે પણ રામચંદ્રના ખીસ્સામાં કાંઇ ન હોવાને લીધે તે કોશીશમાં કાળીદાસ આગર જો પાર ન પડે તોપણ તે આ કલમ પ્રમાણે તકશીરવાર થાય છે એમ સમજવું.

૧૨૧ એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે કોશીશનો ગુન્હો થવામાં તે ગુન્હા તરફ કાંઇ પણ કામ કરેલું હોવું જોઇએ. માત્ર આગળથી તૈયારી કરી રાખી બેશી રહેવાથી કોશીશનો ગુન્હો થતો નથી.

દૃષ્ટાંત—પોતાના એક દુશ્મનને મારી નાંખવા માટે એક બંદુક અ એ ખરીદ કરી, તેટલા ઉપરથી અ એ ખુન કરવાની કોશીશ કરી એમ સમજવું નહી; પણ અ તે બંદુક લેઇને તેમાં ગોળી ભરી દુશ્મનને મારવા જાય પણ તે મારતાં પેહેલાં અ પકડાઈ જાય તોપણ અ ખુનની કોશીશનો તકસીરવાર થયો એમ સમજવું.

૧૨૨ કોશીશના સંબંધમાં આ રાજ્યની નામદાર વરિષ્ટ કોર્ટે રીવ્હીજન મુકરદમા નંબર ૮૫ તારીખ ૩૧-૧-૮૭ માં સારૂં વિવેચન કરેલું હોવાથી તે બાબત ઉપયોગી જાણી તેની મતલબ આ નીચે આપવામાં આવે છે.

"ગુન્હો કરવા તરફ કાંઇ કામ કરે તોજ યત્ન કર્યાનો ગુન્હો થાયછે. અને એજ ધોરણ આપણા રાજ્યના કાયદામાં રાખીને ફરમાવ્યુંછે જે યત્ન એટલે ગુન્હો કરવા લાગવો. (જુઓ નિબંધ ૧ આંક ૨ રકમ ૧૨)

હવે ગુન્હો કરવા માટે તૈયારી કરવી અને યત્ન કરવો એમાં ફેરછે. શો ફેરછે તે મિ૦ મેને પોતાના પીનલકોડની ટીકાના ગ્રંથમાં બતાવ્યોછે તે એ કે-દરેક ગુન્હો સંપુર્ણ થતા પેહેલાં ત્રણ વાત થઈ ગયેલી હોવી જોઇએ."

૧ તે ગુન્હો કરવા માટે તોહોમતદારે ઇરાદો કર્યો.

૨ તે ગુન્હો કરવા માટે તોહોમતદારે તૈયારી કરી.

૩ તે ગુન્હો કરવા માટે તોહોમતદારે પ્રયત્ન કર્યો.

"માત્ર ઈરાદો કર્યાથીજ શિક્ષા થાય નહી. તેમ ગુન્હો કરવાની તૈયારીથીજ માત્ર તોહોમત લાવી શકાય નહી. કોશીશ કરવા માટે તૈયારી કરવી અને કોશીશ કરવી તેમાં ઘણો તફાવત છે. તૈયારી કરવાનો અર્થ એવો છે જે-એ ગુન્હો કરવા માટે જે સાધન કિંવા યોજના કરવાની હોય તે કરવી. કોશીશનો અર્થ એ છે કે-તૈયારી કર્યા પછી તે ગુન્હો કરવા તરફ કાંઇ સીધુ કૃત્ય કરવું. જેમકે કોઈ સખસ તેના પાડોસીને મારવાના ઇરાદાથી એક બંદુક વેચાતી લેઇને તે ભરે પણ તેના પાડોશીના શરીર ઉપર તે બંદુક મારવા માટેનું કાંઇ કૃત્ય ન કરે ત્યાં સુધી માત્ર તેણે બંદુક મારવાની તૈયારી કરી કેહેવાય, કોશીશ કરી કહેવાય નહી."

"હાલના કામના આરોપી પાસેથી દારૂ ગાળવાનો ઘણો ખરો સામાન મળી આવ્યો છે. પણ તેમાં એક જણસ જેને ત્રાંસળુ કહે છે તે કમી છે, અને તે વગર દારૂ ગાળવાનું કામ થાય નહી એમ કલાલ જણાવે છે, સદરહુ કૃત્ય કદાપી તૈયારીમાં જઇ શકે, કોશીશ એટલે પ્રયત્નમાં જઈ શકતું નથી, કેમજે તૈયારી કર્યા પછી પણ વિચાર ફેરવી તૈયારી મુજબ અમલ ન કરે એવો પણ સંભવ રહે છે. અને યત્ન એટલે કરેલી તૈયારી અમલમાં લાવવાને વાસ્તે કંઇ કૃત્ય કરવું પણ જોગજોગે તે કરેલા કૃત્યનું ધારેલું પરિણામ બની આવે નહી, ત્યારે પ્રયત્ન એટલે કોશીશનો ગુન્હો થાય છે. એ રીતે જોતાં હાલના કામમાં કોશીશનો ગુન્હો થતો નથી એટલુંજ નહી પણ દારૂ ગાળવાની કોશીશને બ્રિટીશ કાયદાએ તેમજ આ રાજ્યના આપકારી નિબંધની કલમ ૩૩ એ ગુન્હો ગણેલો નથી. પીનલકોડની કલમ ૫૧૧ ફક્ત પીનલકોડમાં ઠરાવેલા ગુન્હાની કોશીશને માટે છે એટલે વિશેષ અગર સ્થાનીક કાયદાએ ઠરાવેલા ગુન્હાની કોશીશ એ પીનલકોડ કલમ ૫૧૧ પ્રમાણે ગુન્હો થતો નથી. સદરહુ ગુન્હાની કોશીશને ગુન્હો ઠરાવવો હોય તો તે વિશેષ અગર સ્થાનિક કાયદાએ ઠરાવવો જોઇએ. તે નિયમથી જોતાં બ્રિટીશ આપકારી કાયદામાં તથા સ્થાનિક આપકારી નિબંધની કલમ ૩૩ માં તેવી કોશીશને ગુન્હો ઠરાવેલો નથી."

શ્રી.

# ભાગ ૫ મો.

## ફોજદારી કોરટો સંબંધી તથા તેમાં કામ ચલાવવાની રીત વગેરે સંબંધી.

---

### પ્રકરણ ૧ લું.

### ફોજદારી કોરટોની રચના તથા અધિકાર બાબત.

૧ શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડના રાજ્યની ફોજદારી કોરટોની તથા હોદાઓની રચના તથા અધિકાર નીચે પ્રમાણેઃ-

### કોરટો.

૧ વરિષ્ટકોર્ટ.
૨ સુબા કોર્ટ.
૩ જડ્જ કોર્ટ.
૪ માજીસ્ત્રેટોની કોર્ટ.
  ૧ પેહેલા વર્ગના (ફ્રસ્ટ ક્લાસ) માજીસ્ટ્રેટ.
  ૨ બીજા વર્ગના (સેકન્ડ ક્લાસ) માજીસ્ટ્રેટ.
  ૩ ત્રીજા વર્ગના (થર્ડ ક્લાસ) માજીસ્ટ્રેટ.

### કોર્ટોના અધિકાર.

### ૧ વરિષ્ટ કોર્ટના અધિકાર.

૨ ચૌદ વરસ સુધી કેદ કરવાનો, ગમે તેટલી રકમ સુધી દંડ કરવાનો તથા ત્રીસ સુધી નેતરના ફટકા મારવાનો અધિકાર છે.

૩ સર્વ માજીસ્ટ્રેટના ઠરાવ અથવા હુકમ ઉપર અપીલ લેવાનો.

૪ સર્વ સુબા અગર પ્રાંત ન્યાયાધિશ એમના અવલ અગર અપીલમાંના ઠરાવ અથવા હુકમ ઉપર અપીલ લેવાનો.

૫ નીચેની કોરટે આપેલી શિક્ષા બસ નથી. એવું વરિષ્ટ

કોર્ટની નજરમાં આવે તો તે શિક્ષા આપી ત્યારથી ૭ મહિનાની અંદર કોઈ પણ વખતે શિક્ષા વધારવાનો અધિકારછે.

૬ નીચેની કોરટે એકાદ ગુન્હેગારને નિર્દોષી ઠરાવ્યો હોય તો તે ઠરાવની મિતિથી ૬ મહિનાની અંદર ક્યારે પણ તે ઉપર અપીલ લેવાનો તથા તે ઠરાવ ગેરશિરસ્તે કરેલો જણાશે તો તે રદ કરવાનો અધિકારછે.

૭ વરિષ્ટ કોર્ટ પોતે થઈને મંગાવેલા અગર હુકમ લેવા સારૂ નીચેની કોરટે પોતાની પાસે રિપોર્ટ કરેલા અગર પોતાને ખબર પડેલા એવા કોઇ કામમાં ગેરવાજબી રીતે ન્યાય થયેલો, અથવા ન્યાય થવો રહી ગયેલો, અગર હાથ નીચેની કોરટના કોઈપણ કામમાં મહત્વની ચુક થયેલી એવુ પોતાની નજરમાં આવે તો તે કામમાં યોગ્ય દેખાય તેવો ઠરાવ અગર હુકમ કરવાનો અધિકાર છે.

૮ વરિષ્ટ કોર્ટને યોગ્ય દેખાય ત્યારે કોઇ પણ ફોજદારી કામ કોઈપણ કોર્ટમાંથી કાઢી લેઈ તે કામની પોતે ચોકશી કરવાનો અથવા તે કામની ચોકશી કરવાનો અધિકાર હોય એવી બીજી કોઇ પણ કોર્ટ પાસે ચોકશી સારૂ મોકલવાનો અધિકાર છે.

૯ વરિષ્ટ કોર્ટના કોઇપણ ન્યાયાધીશ એમને એકાદ ફોજદારી કામનો તપાસ પ્રથમથીજ ચલાવવાનો, તથા તેનો ઈનસાફ પોતેજ કરવાનો, અને તે બદલ પોતાના અધિકારની અંદર શિક્ષા આપવાનો અધિકાર છે. તથા એવા કામને માટે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો કોઈ પણ અધિકાર વાપરવાને તેઓ મુખત્યારછે. આવા ઠરાવ ઉપર અપીલ, વરિષ્ટ કોર્ટના સર્વે ન્યાયાધિસ એમની આગળ ચાલશે.

૧૦ સુબા અગર પ્રાંત ન્યાયાધીશ એમના અધિકારથી જાસ્તી શિક્ષાની જરૂર હશે એવાં સર્વે કામની ચોકશી પ્રથમ સુબા અગર પ્રાંત ન્યાયાધીશ એમણે કરીને તે કામ વરિષ્ટ કોર્ટ તરફ પોતાના અભિપ્રાય સહ મોકલવાં જોઇએ. આવેલું કામ પોતાના અધિકારનું હશે તેનો નીકાલ કરવો. અને જે કામમાં પોતાના અધિકારથી જાસ્તી શિક્ષા આપવાની જરૂર હશે તે કામો પોતાના અભિપ્રાય સહ વરિષ્ટ કોર્ટે સરકાર હજુર રજુ કરવાં.

## ૨. સુબા અને પ્રાંત ન્યાયાધીશના અધિકાર.

૧૧ સાત વરસ સુધી કેદ કરવાનો, ગમે તેટલી રકમ સુધી દંડ કરવાનો, અને ત્રીશ સુધી નેતરની સોટીના ફટકા મારવાનો અધિકાર છે.

૧૨ અપીલકોર્ટનો તથા શેસનકોર્ટનો સર્વ અધિકાર સુબા અમને ચલાવવાનો અખત્યાર છે. ફોજદારી અધિકાર સુબા અને પ્રાંત ન્યાયાધીશ એમને સરખોજ છે, પરંતુ હાલમાં એવું ઠર્યું છે કે સર્વે ફોજદારી ગુન્હાની અપીલો પ્રાંત ન્યાયાધીશ એમના તરફ થવી જોઇએ, અને તેમણેજ ચુકવવી જોઈએ. અને કબજા વિગેરેની ફિરકોળ અપીલો સુબા તરફ થવી જોઈએ અને તેમણેજ ચુકવવી જોઇએ.

૧૩ કોઈપણ સુબા અગર પ્રાંત ન્યાયાધીશ એમને પોતાના હાથ નીચેની કોઇપણ ફોજદારી કોર્ટે નિકાલ કરેલા કામમાં શિક્ષાનો ઠરાવ અથવા બીજો હુકમ વાજબી છે કિંવા નથી એ જોવા સારૂ મુકદમાના કાગળો કોઇપણ વખતે મંગાવીને તપાસ કરવાનો અખત્યાર છે. તેમણે એવા કામમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો. અગર તે કામના કાગળ પોતાના અભિપ્રાય સુદ્ધાંત હુકમ મેળવવા સારૂ વરિષ્ટ કોર્ટ તરફ મોકલવા, જો પ્રાંત ન્યાયાધીશ પોતે હુકમ કરે તો તે હુકમની એક પ્રત વરિષ્ટ કોર્ટ પાસે મોકલાવવી, અને વરિષ્ટ કોર્ટે તે કામની હકીકત ઉપરથી તેમને યોગ્ય લાગે તેવો હુકમ કરવો.

૧૪ સુબા અગર પ્રાંત ન્યાયાધીશ એમને એકાદ ફોજદારી કામનો તપાસ પ્રથમથીજ ચલાવવાનો તથા તેનો ઇનસાફ પોતેજ કરવાનો, અને તે બદલ પોતાના અધિકારની અંદર શિક્ષા આપવાનો અધિકારછે. તથા એવા કામને માટે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો કોઇ પણ અધિકાર વાપરવાને તેઓ મુખત્યાર છે. આવા કરેલા ઠરાવ ઉપર વરિષ્ટ કોર્ટ પાસે અપીલ ચાલશે.

૧૫ માજીસ્ટ્રેટ, સુબા અને પ્રાંત ન્યાયાધિશ, એમના ઠરાવ ઉપર અપીલ કરવાની મુદત બાબત નીચે પ્રમાણે ઠરાવછે.

૧ કોઇ પણ વર્ગના માજીસ્ટ્રેટના ફેસલા ઉપર અપીલ

કરવાની હશે તો ફેંસલાની તારીખથી ૩૦ દિવસની મુદત સુધીમાં દાખલ થઇ શકશે.

૨ સુબા અને પ્રાંત ન્યાયાધિશના ફેંસલા ઉપર ૬૦ દિવસની મુદત સુધીમાં વરિષ્ટ કોર્ટમાં અપીલ દાખલ થઇ શકશે.

૩ ઉપરની પેટા કલમ ૧—૨ માં કહેલી મુદત ગણવામાં ઠરાવની નકલ મળવા કાગળ રજુ કર્યા દિવસથી નકલ તૈયાર થઇને મળતા સુધી જે દિવસ દરમ્યાન ગયા હશે તે મજરે મળશે; પરંતુ નકલ તૈયાર થઇ ગયેલી છતાં તે લેવા આવવાને જેટલા દિવસ તેની કસુરથી ગયા હશે તે મજરે મળશે નહી.

## ૩ માજીસ્ટ્રેટોના અધિકાર.

૧૬ પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને, બે વર્ષ સુધી કેદ કરવાનો, રૂ ૧૦૦૦ સુધી દંડ કરવાનો, અને ૩૦ સુધી નેતરની સોટીના ફટકા મારવાનો અધિકારછે. દંડ ન આપેથી કેદની શિક્ષા આપવાની તે ૬ મહિનાથી જાસ્તી હોવી ન જોઇએ.

૧૭ થર્ડ કલાસ તથા સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટે પોતાના અધિકાર કરતાં જાસ્તી શિક્ષા કરવાને માટે જે કામ ક્રિમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૪૯ પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ તરફ મોકલ્યું હોય તે કામની ચોકશી કરી પોતાના અધિકાર પ્રમાણે નીકાલ કરવાનો તેમને અધિકારછે.

૧૮ બીજા વર્ગના માજીસ્ટ્રેટને, ૬ મહિના સુધી કેદ કરવાનો, રૂ ૨૦૦ સુધી દંડ કરવાનો અને ૩૦ સુધી ફટકા મારવાનો અધિકારછે. દંડ ન આપેથી કેદની શિક્ષા આપવાની તે ૬ અઠવાડીયાંથી જાસ્તી હોવી ન જોઇએ.

૧૯ ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ એમને એક મહિના સુધી કેદ કરવાનો, રૂ ૫૦ સુધી દંડ કરવાનો અને ૩૦ સુધી ફટકા મારવાનો અધિકારછે. દંડ ન આપેથી કેદની શિક્ષા તે આપવાની એક અઠવાડીયાથી જાસ્તી હોવી ન જોઇએ

ટીપ—કાઇ ત્રણુ વર્ગના માજીસ્ટ્રેટ ફટકા મારવાની શિક્ષા

સુબા અગર પ્રાંત અધિશ એમની મંજુરી શિવાય અમલમાં લાવવી નહી.

૨૦ પ્રાંતના પેટા ભાગનો ચાર્જ જે નાયબસુબા પાસે હશે તે સર્વેને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર આપવામાં આવ્યોછે, વહીવટદાર એમને બીજા વર્ગના માજીસ્ટ્રેટનો, મહાલકરી વ વહીવટદારના અવલ કારકુન એમને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર આપવામાં આવ્યોછે. યોગ્ય કારણથી કેટલાક મહાલકરીને સેકન્ડ ક્લાસ માજીસ્ટ્રેટનો પાવર આપવામાં આવ્યોછે.

### કબજા સંબંધી કામોનો નિકાલ કરવા સંબંધી અધિકાર બાબત તથા એકંદર અધિકાર સંબંધમાં ધ્યાનમાં રાખવા જોગ બાબતો.

૨૧ જમીન, ઝાડ, પીક, મારગ, પાણી જવાનો મારગ ઈત્યાદીક અને તેથી થનાર ઉત્પંન, એનો કબજો ગેરકાયદાથી કોઈએ કોઇના પાસેથી ખુંચી લીધો હશે તો જેનો કબજો હશે તેને તે લાગલોજ પાછો અપાવવાનો અધિકાર સેકન્ડ ક્લાસ માજીસ્ટ્રેટને અને મહાલકરી જેમને થર્ડ ક્લાસ માજીસ્ટ્રેટનો અખત્યાર છે તેમને પણ છે; પરંતુ કબજો લેવા વિશે અરજ, કબજો ખુંચી લીધાની તારીખથી છ મહિનાની અંદર કરવી જોઇએ. આ પ્રમાણે જે માણસને કબજો એકદમ પાછો અપાવ્યો હશે તે દિવાની કોર્ટનો ઠરાવ થઇ તેનો કબજો લેવામાં આવે ત્યાં સુધી તેના તરફ કાયમ રહેશે.

૨૨ પોલીસને કબજા સંબંધીના કામમાં હાથ ઘાલવાનો અધિકાર નથી.

૨૩ કબજાની, અંન વસ્ત્રની વગેરે કિરકોળ કામની ફરિયાદીઓ રૂા. ૦-૮-૦ ના સ્ટાંપ કાગળ ઉપર થવી જોઈએ.

૨૪ આ રાજ્યના સ્થાનિક ફોજદારી કાયદામાં "હજુરનો હુકમ મંગાવવો" એ પ્રમાણે લખ્યુંછે તથા કેટલેક ઠેકાણે જોઇએ તેવી સ્પષ્ટતા થયેલી નથી એ બાબતમાં શી રીતે તજવીજ કરવી તે બાબત નીચે પ્રમાણે ઠરેલું છે.

૧ જે જે બાબતમાં હજુરનો હુકમ મંગાવવો એવું આ રાજ્યના કાયદામાં કહ્યું હશે તે બાબતમાં હુકમ આપ-

વાનો અખત્યાર દરેક કોરટે પોતાની હકુમતમાં ચલાવવો.

૨ જે ઠેકાણે આ રાજ્યના કાયદામાં સ્પષ્ટ ખુલાસો કર્યો નથી તે ઠેકાણે ન્યાય તથા ઇનસાફ કરવા માટે જે નિયમ ઠરેલાછે તથા પ્રસિદ્ધ થયેલા છે તે નિયમ પ્રમાણે કોરટોએ ચાલવું.

૩ કોઈ પણ ફોજદારી કામમાં આ રાજ્યનો ઠરાવ ખુલ્લી રીતે અપુર્ણ છે, અથવા ઉપર કહેલા નિયમ વિરૂદ્ધ છે એવું કોર્ટને દેખાઈ આવે ત્યારે તે કામ વરિષ્ટ કોર્ટ પાસે મોકલવું એટલે વરિષ્ટ કોર્ટ સદરહુ નિયમને અનુસરીને પોતાને યોગ્ય દેખાય તેવો હુકમ કરશે, સદરહુ કામની એક પ્રત હજુરમાં મોકલવામાં આવશે, અને તે હુકમ હજુરને પસંદ પડેથી સર્વેએ તે પ્રમાણે વર્તણુક કરવા તે હુકમ હજુરથી પ્રસિદ્ધ કરવામાં આવશે.'

---

## શ્રી

## પ્રકરણ ૨ જું.

### માજીસ્ટ્રેટ તથા પોલીસને લોકોએ મદદ તથા ખબર આપવા બાબત.

૨૫ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર હેઠળ લખેલી બાબતોમાં જે માણસની વ્યાજબી રીતે મદદ માગે તેવા દરેક માણસે તેમને મદદ કરવી જોઇએ.

(अ) બીજા કોઇ પણ માણસને પકડવાનો સદરહુ માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને અધિકાર હોય તેવા માણસને પકડવામાં, અથવા—

(ब) સુલેહના ભંગનો અથવા હરકોઇ રેલવે, નેહેર, ટેલિગ્રાફ અથવા સાર્વજનિક મિલકતને નુકશાન કરવાની કોશીશનો અટકાવ કરવામાં, અથવા—

(क) હંગામો અથવા બખેડો બંધ પાડવામાં. (ફો. પ્રો. ક. ૪૨)

૨૬ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની નીચે બતાવેલી કલમો પ્રમાણે શિક્ષા થઈ શકતી હોય એવો હરકોઈ ગુન્હો કર્યા વિશે, અથવા કરવાના બીજા કોઈ સખસના ઈરાદા વિશે, ઇલાકાનાં મુખ્ય શેહેરોની અંદર કે બહાર જે સખસ જાણતો હોય તેવા દરેક સખસે વ્યાજબી સબબ નહી હોય તો પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને તે બાબતની ખબર તાબડતોબ આપવી. વ્યાજબી સબબ છે તે સાબીત કરવાનો બોજો સદરહુ પ્રમાણે જાણનાર સખસને માથે છે એવું સમજવું.

૧ રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ—કલમ ૧૨૧,૧૨૧ अ,૧૨૨,૧૨૩, ૧૨૪,૧૨૪ अ ૧૨૫,૧૨૬,૧૩૦ એ કલમો પ્રમાણેના.

૨ ખુન તથા શિક્ષણીય મનુષ્ય વધ—કલમ ૩૦૨,૩૦૩, ૩૦૪ પ્રમાણેના.

૩ મોટી ચોરી તથા અપહરણ—ડાકાઈટી સંબંધી ગુન્હાઓ-કલમ ૩૮૨,૩૯૨,૩૯૩,૩૯૪,૩૯૫,૩૯૬,૩૯૭,૩૯૮, ૩૯૯,૪૦૨ પ્રમાણેના.

૪ બિગાડ કલમ ૪૩૫,૪૩૬ પ્રમાણેના.

૫ ગૃહ પ્રવેશ તથા ગુપ્ત ગૃહ પ્રવેશ કલમ ૪૪૯,૪૫૦, ૪૫૬,૪૫૭,૪૫૮,૪૫૯,૪૬૦ પ્રમાણેના.

(ક્રી. પ્રો. કો. કલમ ૪૪)

—※—

શ્રી

## પ્રકરણ ૩ જું.

### વગર વારંટે પકડવા બાબત.

૨૭ કોઈપણ પોલીસ અમલદાર માજીસ્ટ્રેટના હુકમ વગર વા. વગર વારંટે હેઠળ લખેલા સખસોને પકડવાને મુખત્યાર છે.

૧ જે સખસ હરકોઈ કાગ્નિઝેબલ ગુન્હામાં સામીલ થયો છે, અથવા જે સખસની ઉપર સદરહુ પ્રમાણે સામીલ થયો છે એવી વાજબી ફરિયાદ કરવામાં આવી હોય,

અથવા ખાત્રી લાયક ખબર મળી હોય અથવા વાજબી શક રહેતો હોય તે સખસને,

૨ જે સખસના કબજામાં ઘર ફોડવાનું કાંઇ ઓજાર કાયદેસર કારણ વગર હોય તે સખસને; કાયદેસર કારણ સાબીત કરવાનો બોજો તે સખસને માથે છે એમ સમજવું.

૩ જે સખસને આ કાયદા પ્રમાણે અથવા સ્થાનિક સરકારના હુકમથી ઢંઢેરો કાઢીને ગુન્હેગાર તરીકે પ્રસિધ્ધ કર્યો હોય તે સખસને,

૪ આ ચોરીની મિલકત છે એવો વાજબી રીતે શક હોય તેવી કાંઇપણ વસ્તુ જે સખસના કબજામાં જડે, અને જેણે સદરહુ વસ્તુના સંબંધમાં કાંઇ ગુન્હો કર્યોછે એવો વાજબી રીતે શક હોય તે સખસને,

૫ કોઇ પોલીસ અમલદારને પોતાનું કામ કરવામાં જે સખસ હરકત કરે તે સખસને, અથવા જે સખસ કાયદાસર પેહેરામાંથી નાશી ગયો હોય અથવા નાશી જવાની કોશીશ કરતો હોય તે સખસને, અને–

૬ મલીકા માયાઝગાની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંથી ફલાણો સખસ નાશી ગયો છે એવો વાજબી રીતે શક હોય તે સખસને. (ક્રિ. પ્રો. કો. કલમ ૫૪)

૨૮ અને તેમજ જેના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તેવો હરકોઇ અમલદાર હેઠળ લખેલા સખસોને પકડવાને અથવા પકડાવવાને મુખત્યાર છે, એટલે–

(અ) સદરહુ થાણાની હદમાં કોઇપણ સખસ પોતે નજરે ન પડે એવો પુર્વોપાય કરતો માલમ પડે અને તે સખસ કાંઇ કાગ્નિઝેબલ ગુન્હો કરવાના હેતુથી સદરહુ પુર્વોપાય કરેછે એવું માનવાનું કારણ પ્રસંગ ઉપરથી દેખાતું હોય તે સખસને, અથવા–

(ख) સદરહુ થાણાની હદમાં જે સખસની પાસે પોતાના ગુજરાનને માટે કાંઇ સાધન જણાતું નહી હોય, અથવા જે પોતાને વિશે ખુલાસા ભરેલા જવાબ આપી શકતો ન હોય તે સખસને, અથવા—

(क) જે સખસને અપહરણ કરવાની, ઘર ફોડવાની અથવા ચોરી કરવાની અથવા પ્લાણી મિલકત ચોરીની છે એમ જાણીને તે ચોરીની મિલકત લેવાની ટેવ છે એવી રીતે મશહુર હોય તે સખસને, અથવા જેને જબરીથી કઢાવવાની ટેવ છે અથવા જબરીથી કઢાવવાનાં કારણ સારૂ કોઇ સખસોને હાની કરવાનો ભય દેખાડવાની, અથવા હાની કરવાનો ભય દેખાડવાની કોશીશ કરવાની ટેવછે એવી રીતે મશહુર હોય તે સખસને.

(ક્રિ. પ્રો. કો. કલમ ૫૫)

૨૯ કોઇ સખસ જામીન નહી લેઇ શકાય એવો અને કાગ્નિઝેબલ ગુન્હો કોઈ ખાનગી સખસના દેખતાં કરે તો તે ખાનગી સખસ તેને પકડવાને મુખત્યાર છે, અને કોઇ સખસ ગુન્હેગાર છે એવું જાહેરનામું કાઢ્યું હોય તો તેને પકડવાને કોઈ પણ ખાનગી સખસ મુખત્યાર છે.

સદરહુ પ્રમાણે પકડેલા સખસને તેણે નકામી ઢીલ કર્યા વગર કોઇ પોલીસ અમલદારને સ્વાધિન કરવો, અથવા પોલીસ અમલદારની ગેરહાજરીમાં સદરહુ સખસને પાસેમાં પાસેના પોલીસ થાણામાં લેઇ જવો.

(ક્રી. પ્રો. કો. ક. ૫૯)

૩૦ વગર વારંટે પકડેલા સખસને કોઈ પણ પોલીસ અમલદારે તે કામની સઘળી હકીકત જોતાં યોગ્ય હોય તે કરતાં વધારે વખત સુધી પેહેરામાં અટકાવી રાખવો નહી, અને કોઇ માજીસ્ટ્રેટનો ખાસ હુકમ નહી થયો હોય તો સદરહુ મુદત ચોવીશ કલાકથી વધારે હોવી ન જોઇએ.

(ક્રી. પ્રો. કો. ક. ૬૧)

૩૧ જે સખસને પોલીસ અમલદારે પકડ્યો હોય તેનું પોતાનું

આલ લીધા વગર, અથવા તેના જામીન લીધા વગર, અથવા કોઈ માજીસ્ટ્રેટના ખાસ હુકમ વગર તેને છોડી મુકવો નહી.

(ક્રી. પ્રો. કો. ક. ૬૩)

૩૨ જ્યારે કોઇ ગુન્હો કોઈ માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનિક હદમાં તે માજીસ્ટ્રેટની સમક્ષ કરવામાં આવે ત્યારે તે ગુન્હેગારને પોતે જાતે પકડવાને અથવા પકડવાનો કોઇ પણ સખસને હુકમ કરવાને, અને ત્યાર પછી જામીન લેવા સંબંધી આ કાયદા માંહેના ઠરાવોને અનુસરીને તે ગુન્હેગારને કેદ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

(ક્રી. પ્રો. કો. ક. ૬૪)



શ્રી

## પ્રકરણ ૪ થું.

## હાજર થવાની જરૂર પાડવા વિશે પ્રોસેસો બાબત તથા ઝાડો લેવા બાબત.

### ૧ સમન્સ બાબત.

૩૩ કોરટે કાઢેલો સમન્સ લખેલો તથા ડુપ્લીકેટ જોઇએ, અને તે ઉપર શિક્કો તથા અમલદારની સહી જોઈએ.

૩૪ સમન્સ પોલીસ અમલદારે બજાવવો.

૩૫ સમન્સ કરેલા સખસને એક પ્રત આપીને અથવા આપવા માટે કાઢીને લ્યો એમ કહીને ખુદ તેની ઉપર બજાવવો.

૩૬ જેને સમન્સ પોહોચે તેણે બીજી પ્રત ઉપર પોતાની સહી કરી આપવી તથા પોહોચ્યાની તારીખ લખી આપવી.

૩૭ સમન્સ કરેલો સખસ જડે નહી તો તેના કુટુંબના પાકી ઉમરના કોઇ ગરદ માણુસને તે સમન્સની નકલ આપીને સમન્સ બજાવવો, અને તેણે તે પોહોચ્યાની સહી કરી આપવી.

૩૮ ઉપરની કલમ ૩૭ પ્રમાણે સમન્સ ન બજાવાય તો સમન્સ કરેલો સખસ જે ઘરમાં રહેતો હોય તે ઘરના પ્રસિદ્ધ ભાગ ઉપર સમન્સની પ્રત ચોઢવી.

[illegible] સરકારી નોકરી ઉપર સમન્સ [illegible] રીતે તેના ઉપ- રીની મારફત બજાવવો.

૪૦ સમન્સ કરેલો સખસ, જે કોરટે સમન્સ કાઢ્યો હોય તેની હકુમતની સ્થાનિક સીમાની બહાર રહેતો હોય તો તે જે માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનિક સીમામાં રહેતો હોય તે માજીસ્ટ્રે- ટની મારફત બજાવવો.

## ૨ વારંટ બાબત.

૪૧ વારંટ લખેલું હોવું જોઈએ, અને તે ઉપર કોર્ટનો શિક્કો તથા અમલદારની સહી જોઈએ.

૪૨ વારંટ ઘણું કરીને પોલીસ અમલદારના નામનું કાઢવું, પણ જો વારંટ તાબડતોબ બજાવવાની જરૂર હોય અને કોઇ પો- લીસ અમલદાર તુરત મળતો ન હોય તો બીજા કોઇ સખસના નામનું કાઢવાને કોર્ટ મુખત્યાર છે.

૪૩ વારંટ કાઢનારી કોર્ટની નજરમાં આવે તો તે વારંટ ઉપર શેરો લખીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે—જો સદરહુ સખસ કોઈ અમુક વખતે અને પછી કોર્ટ બીજી રીતે ફરમાવે ત્યાં સુધી તે કોર્ટની આગળ હાજર રહેવા સારૂ જોઈએ તેટલા જામીન સાથે ખત કરી આપે તો જે અમલદારના નામનું વારંટ કાઢ્યું હોય તે અમલદારે સદરહુ તારણ લેવું અને સદરહુ સખસને પેહેરામાંથી છુ- ટો કરવો.

૪૪ વારંટ બજાવનારે જે સખસને પકડ્યો હોય તે સખસને વારંટનો સાર જણાવવો, અને તે સખસ કહે તો તેને તે વારંટ બતાવવું.

૪૫ વારંટ બજાવનાર અમલદારે પકડેલા સખસને નકામી ઢીલ ન કરતાં જે કોર્ટની આગળ કાયદા પ્રમાણે રજુ કરવો જો- ઈએ તે કોર્ટની આગળ તેને આણવો.

## ૩ પ્રોસેસો સંબંધી બીજી કાનુનો.

૪૬ જે બાબતમાં હાજર થવા સારૂ [illegible]

સિવાય બીજા કોઈ પણ સખસની ઉપર સમન્સ કાઢવાનો કોઇ કોરટને આ કાયદા પ્રમાણે અધિકાર હોય તેવી હરકોઇ બાબતમાં તે કોરટ સદરહુ સખસને પકડવા સારૂ, પોતાના કારણ લખીને વારંટ કાઢવાને મુખત્યાર છે.

અ જો સદરહુ સમન્સ કાઢતાં પેહેલાં અથવા તે કાઢયા પછી પણ તે સખસ હાજર થાય તેને માટે મુકરર કરેલા વખત પેહેલાં તે કોરટને એવું માનવાનું કારણ જણાય કે તે સખસ નાશી ગયોછે, અથવા તે સમન્સ નહી માને તો, અથવા—

(બ) જો સદરહુ વખતે તે સખસ હાજર ન થાય અને તે સમન્સ પ્રમાણે હાજર થવાનું તેનાથી બની શકે એવે વખતે તે સમન્સ યોગ્ય રીતે બજાવ્યાની સાબીતી થાય અને એ પ્રમાણે હાજર નહી થયા બાબત કાંઇ વાજબી કારણ આપવામાં ન આવે તો.

(ક્રી. પ્રો. કો. ક. ૯૦)

૪૭. સમન્સ અથવા વારંટ પ્રમાણે જે સખસ કોર્ટમાં હાજર થાય ત્યારે કોર્ટ તેને જામીન સાથે કે જામીન વગર એક વખત કરી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૪૮ હાજર થવાને કરી આપેલા ખતનો કરાર તોડેથી તેને વારંટથી પકડી મંગાવવાનો હુકમ કાઢવાને કોર્ટ મુખત્યારછે.

## ૪ દસ્તાવેજ વગેરે રજુ કરવા સંબંધી. પ્રોસેસો કાઢવા બાબત તથા ઝાડો લેવા સંબંધી નિયમ.

૪૯ કોઇપણ કોરટને અથવા પોલીસ થાણાના અમલદારને પોતાની આગળ ચાલતા તપાસના કામમાં કોઈપણ દસ્તાવેજ અગર બીજી વસ્તુ રજુ થવાની જરૂર છે એમ લાગે તો જે સખસના કબજામાં તે દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હોય તે રજુ કરવાને માટે સમન્સ કરવાને સદરહુ કોરટ, અથવા તે બદલ લખેલો હુકમ કરવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

૫૦ ઉપરની કલમ પ્રમાણે જે સખસને દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજી કરવાનું ફરમાવ્યું હોય તે સખસ તે રજુ કરશે નહી એમ માનવાનું કોરટને કારણ જણાય ત્યારે, અથવા—

સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ ફલાણા સખસના કબજામાં છે એવું કોર્ટના જાણવામાં ન હોય ત્યારે, અથવા—

સામાન્ય રીતે કામની મતલબ ઝાડો લેવાથી અથવા જપ્તી જોવાથી સરશે એવું કોર્ટની નજરમાં આવે ત્યારે,

તે કોર્ટ ઝાડો લેવાનું વારંટ કહાડવાને મુખત્યાર છે.

૫૧ ઝાડો લેવા જનાર અમલદારે બે અથવા વધારે આબરૂદાર માણસોને સાથે રાખીને ઝાડો લેવો. અને જપ્ત કરેલી સઘળી ચીજોની એક યાદી કરી તેના ઉપર તે સાહેદોની સહી લેવી. આવી રીતે જેના ઘરનો ઝાડો લેવાનો હોય તેને ઝાડો લેતી વખત સાથે રહેવા દેવો.

———※———

શ્રી

## પ્રકરણ ૫ મું.

### તપાસ કરવાના પોલીસના અધિકાર બાબત.

૫૨ પોલીસ થાણાના અમલદારને કોઇ કાગ્નિઝેબલ (વગર વારંટે પોલીસ પકડી શકે એવા) ગુન્હાની ખબર મળે તે હકીકત ઠરેલા નમુનાની બુકમાં નોંધવી.

૫૩ કાગ્નિઝેબલ ગુન્હાની તપાસ વગર વારંટે કરવાનો અધિકાર પોલીસ થાણાના અમલદારને છે. જે ગુન્હામાં તપાસ કરવાનો પુરતો સબબ નથી એમ ખબર મળ્યા ઉપરથી જણાય તો તે તપાસ કરવાની જરૂર નથી.

૫૪ કાગ્નિઝેબલ ગુન્હાની તપાસ સારૂ, જે સખસ તે કામની હકીકતથી વાકેફગાર છે એમ જણાય તેને લેખી હુકમ કરીને બોલાવવાનો થાણાના અમલદારને અધિકાર છે, અને એ પ્રમાણે આવેલા સખસની મુખ જુબાની લેવાને તે મુખત્યાર છે.

૫૫ મરતી વખતે કહેલા મજકુર શિવાય બીજો જે મજકુર પોલીસ અમલદાર પાસે કાગ્નીઝેબલ ગુન્હાની તપાસ ચાલતી હોય

ત્યારે તેને કોઇ પણ સખસે કહ્યો હોય તેનો કોઈ પણ મજકુર લખી લેવામાં આવ્યો હોય તો તે મજકુર કહેનાર સખસે તે ઉપર સહી કરવી નહી, અથવા તે તોહોમતવાળાની વિરૂદ્ધ પુરાવા તરીકે વાપરવો નહી.

૫૬ આરોપી ગુન્હો કબુલ કરે એટલા માટે તેને કાંઇ લાલચ દેખાડવી નહી અથવા ધમકી આપવી નહી.

૫૭ પોલીસ તપાસમાં કોઈ આરોપી ગુન્હાની કબુલત કરતો હોય તો તેને નજીકના માજીસ્ટ્રેટ પાસે કબુલાત જવાબ થવા સારૂ મોકલવો. માજીસ્ટ્રેટે તે પોતાની આગળ આવે એટલે તે જે કહે તે બરાબર રીતે લખી લેવું અને તેને વાંચી સંભળાવી તથા સમજાવી તે ઉપર તેની સહી લીધા બાદ તેની નીચે માજીસ્ટ્રેટે નીચે પ્રમાણે શેરો લખી સહી કરવી.

"મને લાગે છે કે આ કબુલાત આરોપીએ રાજી ખુશીથી કરી છે. આ મારી સમક્ષ તથા મારા સાંભળતાં લીધી છે અને આ કબુલત કરનાર સખસને તે વાંચી સંભળાવી છે, અને તે ખરી છે એવો તેણે અંગીકાર કર્યો છે, અને તેણે કહેલા મજકુરનો પુરેપુરો તથા ખરેખરો હેવાલ તેમાં છે."

૫૮ આરોપીને પકડયા પછી ચોવીશ કલાકની અંદર તપાસ પુરો ન થાય, અને વધારે તપાસ કરવાની અગત્ય હોય તથા તોહોમત પાકા આધાર વાળું છે એમ માનવાને સબબ હોય તો આરોપીને વધારે વખત અટકાયતમાં રાખવા માજીસ્ટ્રેટ પાસેથી મંજુરી મેળવવી જોઇએ. વગર મંજુરીએ ચોવીસ કલાક કરતાં વધારે અટકાયતમાં રાખવા પોલીસ અમલદારને અધિકાર નથી.

૫૯ પોલીસ તપાસ પુરો થઇ રહે એટલે નમુના પ્રમાણે તખ્તો ભરી આરોપીને યોગ્ય માજીસ્ટ્રેટ તરફ કમીટ કરવો.

૬૦ કોઇ પણ થાણાના પોલીસ અમલદારને એવી ખબર મળે કે—

(अ) કોઈ સખસે આત્મઘાત કર્યો છે, અથવા—

(ब) કોઈ સખસને કોઇ બીજા સખસે અથવા કોઇ જાનવરે મારી નાંખ્યોછે. અથવા કોઇ સખસ સંચાથી અથવા અકસ્માતથી મરણ પામ્યોછે, અથવા—

(क) કોઇ સખસ એવી રીતે મરણ પામ્યોછે કે તે ઉપરથી કોઇ બીજા સખસે ગુન્હો કર્યાનો વાજબી શક ઉત્પંન થાયછે,

એટલે તુરત તે અમલદારે પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને ખબર આપવી. અને પોતે જે જગ્યાએ સદરહુ મરેલા સખસનું મડદું હોય તે જગાએ જવું, અને ત્યાં પડોશમાંના બે અથવા વધારે આબરૂદાર રેહેવાશીઓની સમક્ષ તપાસ કરીને મોતનાં દેખાઇતાં કારણનો રિપોર્ટ તૈયાર કરવો. અને તેમાં તે મુડદા ઉપર જે જખમ, ભાગેલા અવયવ, ચગદાયાની તથા નુકશાનની બીજી નિશાનીઓ માલમ પડે તેનું વર્ણન કરવું. તથા શી રીતે અથવા કેવાં (જો હોય તો) શસ્ત્રો વડે અથવા હથિયાર વડે સદરહુ નિશાનીઓ કરેલી જણાય છે તે લખવું. તે રિપોર્ટ ઉપર પોલીસ અમલદારે તથા બીજા સખસોએ સહી કરવી, અને માજીસ્ટ્રેટ તરફ મોકલી દેવો. જ્યારે મોતનાં કારણ સંબંધી શક હોય ત્યારે મડદું પાસેના સિવિલ સરજન તરફ મોકલવું. અને શક ન હોય તો બાળવાની અથવા દાટવાની પરવાનગી આપવી.

૬૧ નાનકાગ્નિઝેબલ ગુન્હાની તપાસ કરવાનો પોલીસ થાણાના અમલદારને અધિકાર નથી. તેવી કોઇ ફરિયાદ પોતાની પાસે આવે તો ફરિયાદીને યોગ્ય માજીસ્ટ્રેટ તરફ જવા ફરમાવવું.

૬૨ યોગ્ય માજીસ્ટ્રેટના હુકમથી નાનકાગ્નિઝેબલ ગુન્હાની તપાસ પોલીસ અમલદારે કરવાને હરકત નથી.

---

શ્રી.

# પ્રકરણ ૬ ઠું.

## ફરિયાદ થયા ઉપરથી માજીસ્ત્રેટોએ આગળ કામ કેવી રીતે ચલાવવું તે બાબતની હકીકત.

૬૩ માજીસ્ટ્રેટની પાસે ફરિયાદ આવે એટલે તે પોતાના અધિકારની છે કે નહી તે જોવું. જો અધિકારની ન હોય તો તેણે તે ફરિયાદ યોગ્ય કોર્ટની આગળ રજુ કરવા સારૂ તેના ઉપર તે મતલબનો શેરો લખી પાછી આપવી. અને પોતાના અધિકારની હોય તો ફરિયાદ કરનારને પ્રતિજ્ઞા આપી તે ફરિયાદ ખરી કરી લેવી, અને તેના ઉપર તેની સહી લેવી તથા માજીસ્ત્રેટે રૂબરૂની સહી કરવી. ફરિયાદ મોઢેથી કરવામાં આવી હોય તો તુરત ફરિયાદીની કસમ ઉપર જુબાની લેવી, અને તે ઉપર ફરિયાદીએ અને માજીસ્ટ્રેટે સહી કરવી.

૬૪ જે માજીસ્ટ્રેટની આગળ ફરિયાદ કરી હોય તેને ફરિયાદીની જુબાની ઉપરથી અથવા તેની અરજી ઉપરથી આગળ કામ ચલાવવાનો પુરતો સબબ નથી એવું તેની નજરમાં આવે તો ફરિયાદ કાઢી નાંખવાને મુખત્યાર છે.

૬૫ આગળ કામ ચલાવવાનો પુરતો સબબ છે એમ માજીસ્ટ્રેટને જણાય, તો પ્રથમ સમન્સ નીકળવો જોઇએ એવો તે મુકરદમો જણાય તો તોહોમતવાળો હાજર થાય એટલા માટે માજીસ્ત્રેટે તેના ઉપર સમન્સ કાઢવો. અને પ્રથમજ વારંટ નીકળવું જોઈએ એવો તે મુકરદમો જણાય તો તોહોમતવાળાને પોતાની આગળ અમુક વખતે પકડી મંગાવવા સારૂ વારંટ કાઢવાને (અથવા પોતાને યોગ્ય લાગે તો સમન્સ કાઢવાને) તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

**ખુલાસો**—ઘણું કરીને પ્રથમજ વારંટ નીકળે એવા આ ક્યા પ્રકારના ગુન્હાઓ છે તે કેટલાક નીચે બતાવવામાં આવે છે.

(ક્રીમીનલ પ્રો. કો. કલમ ૯૦)

૧ રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ.

૨ જમીનપરની તથા દરિઆઇ ફોજ સંબંધી ગુન્હાઓ.

૩ ખોટા પુરાવા તથા સરકારી ઈનસાફ વિરૂદ્ધ ગુન્હાઓ.

૪ સરકારી શિક્કા તથા સ્ટાંપ સંબંધી ગુન્હાઓ.

૫ માણસની જીંદગી સંબંધી ગુન્હાઓ.

૬ ગર્ભપાત સંબંધી ગુન્હાઓ.

૭ મહાવ્યથા સંબંધીના ગુન્હા.

૮ મનુષ્ય હરણ તથા મનુષ્ય નયન સંબંધીના ગુન્હા.

૯ ચોરી, જબરાઇથી કઢાવવું, વિશ્વાસઘાત, ઠગાઇ, અપહરણ ડાકાઇટી વગેરે.

**ટીપ**—સમન્સ અને વારંટ કેવી રીતે કાઢવાં તથા સમન્સને બદલે વારંટ ક્યારે કાઢી શકાય તે બાબતની હકીકત પ્રકરણ ૪ થા માં દરશાવી છે.

૬૬ મુદત પ્રમાણે આરોપી સમન્સ અગર વારંટ ઉપરથી (જેમ હોય તે રીતે) કોર્ટ આગળ હાજર થાય એટલે માજીસ્ટ્રેટે આગળ કામ ચલાવવું.

સમન્સનો મુકરદમો હોય તો સમનના મુકરદમાના નિયમ પ્રમાણે અને વારંટનો મુકરદમો હોય તો વારંટના મુકરદમાના નિયમ પ્રમાણે કામ ચલાવવું. (જુઓ કલમ ૭૫ થી ૮૮ સુધી.)

૬૭ સર્વે ફોજદારી કામમાં સાક્ષીદારની જુબાનીઓ અને તોહોમતવાળાની હકીકત ખુલ્લી કોર્ટમાં માજીસ્ટ્રેટે મોઢેથી પુછીને લખી લેવી જોઇએ. તે સાક્ષીદારની જુબાનીઓ ઘણું કરીને સવાલ જવાબની રીતથી ન લખતાં હકીકતના રૂપમાં લખી લેવી. અને તોહોમતદારની જુબાની પ્રશ્નોત્તર રૂપે લખી લેવી જોઇએ.

૬૮ જ્યારે કામની જુબાની માજીસ્ટ્રેટે પોતે લખી લીધી ન હોય ત્યારે ચોકશી ચાલતી વખતે તે સાક્ષીદાર શું કહે છે તથા તોહોમતવાળો શું કહે છે તેનું માજીસ્ટ્રેટે એક ટીપ્પણ કરી મુકવું જોઇએ છે. એ ટીપ્પણ માજીસ્ટ્રેટે પોતે પોતાના હાથથી લખી તેના

ઉપર પોતાની સહી કરવી ને તે કામના કાગળોમાં સામેલ કરવું.

૬૯ પુરાવો લીધા ઉપરથી આરોપીએ ગુન્હો કર્યો છે એમ પ્રથમદર્શનિક સાબીત થાય અને જો તે વારંટનો મુકરદમો હોય તો આરોપી ઉપર, તોહોમતનામું લખી તેને વાંચી સંભળાવવું. અને તેં તોહોમતનામા પ્રમાણે ગુન્હો કર્યો છે કે કેમ? તે બાબત તેને પુછી તે જે બચાવ કહે તે લખી લેવો અને તેનો જે કાંઇ સાક્ષી પુરાવો હોય તે લેવો. એકંદર પુરાવા ઉપરથી તેણે ગુન્હો કર્યો છે એમ સાબીત થાય તો ગુન્હો સાબીત થયાનો ઠરાવ કરી, પોતાના અધિકાર અને તે ગુન્હાને માટે કાયદામાં જે શિક્ષા ફરમાવી હોય તે ઉપર નજર રાખી તેને યોગ્ય તે પ્રમાણે શિક્ષા કરવી. અને ગુન્હો નાસાબિત થાય તો નાસાબીત થયાનો ઠરાવ કરી આરોપીને છોડી મુકવાનો હુકમ કરવો.

ટીપ—ફેંસલો કેવી રીતે લખવો અને તેમાં શો શો મજકુર જોઈએ તથા તોહોમતનામામાં શો શો મજકુર જોઇએ તે આગળ પ્રકરણ ૭ માં બતાવવામાં આવ્યું છે.

૭૦ સાક્ષીદારની જુબાની પ્રતિજ્ઞા ઉપર લખી લેવી.

૭૧ આરોપીની જુબાની વગર પ્રતિજ્ઞાએ લખી લેવી.

૭૨ આરોપીની જુબાની પુરી થઈ રહ્યા પછી તેના ઉપર તેની સહી લેવી. તથા માજીસ્ટ્રેટે રૂબરૂની સહી કરવી. અને તે જુબાની નીચે હેઠળ લખ્યા પ્રમાણે શેરો લખી માજીસ્ટ્રેટે સહી કરવી.

"આ જુબાની મેં જાતે લીધી છે (અગર કારકુન પાસે લેવરાવી હોય તો આ જુબાની મારા સમક્ષ તથા મારા સાંભળતાં લીધીછે) તથા તોહોમતવાળાએ કહેલા મજકુરનું પુરેપુરૂ તથા ખરૂં બ્યાન તેમાં છે."

## ૨. સમન્સના અને વારંટના મુકદમા એટલે શું?

૭૩ "સમનનો મુકદ્દમો" એટલે—જે ગુન્હાને માટે છ મહિનાથી વધારે મુદ્દત સુધી કેદની શીક્ષા ન કરી શકાય તેવા ગુન્હા

સંબંધી કોઈ મુકરદમો.

૭૪ "વારંટનો મુકરદમો" એટલે—જે ગુન્હા બાબત મોતની અથવા સમુદ્રપારની અથવા છ મહિનાથી વધારે મુદત સુધી કેદની શિક્ષા કરી શકાય તેવા ગુન્હા સંબંધી કોઇ મુકરદમો.

## ૩ સમન્સના મુકરદમાઓનો માજીસ્ટ્રેટોએ ઇનસાફ કરવા બાબત.

૭૫ સમનના મુકરદમાઓનો ઇનસાફ કરતી વખતે માજીસ્ટ્રેટોએ હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.

૭૬ માજીસ્ટ્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય એટલે જે ગુન્હાનું તોહોમત તેની ઉપર આવ્યું હોય, તે ગુન્હાની વિગત તેને કહી જણાવવી અને તેને પુછવું કે તમારી ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ શા સારૂ નહી કરવો જોઈએ તેનું કાંઇ કારણ બતાવવાનું છે? તોહોમતદાર ગુન્હો કર્યાનું કબુલ કરે તો તેની કબુલાત બની શકે તેટલે સુધી તેણે વાપરેલા શબ્દોમાં નોંધી લેવી, અને તેની ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ શા સારૂ નહી કરવો જોઇએ તેનું પુરતું કારણ તે ન બતાવે તો તેના ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ માજીસ્ટ્રેટે કરવો.

૭૭ તોહોમતવાળો સદરહુ પ્રકારની કાંઇ કબુલાત ન કરે તો માજીસ્ટ્રેટે ફરીયાદીની વાત સાંભળવી. અને ફરિયાદનું કામ ચલાવવાની પુષ્ટીમાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો લેવો, અને વળી તોહોમતવાળાની વાત સાંભળવી તથા તે પોતાના જવાબમાં જે પુરાવો રજુ કરે તે સઘળો લેવો. એકંદર પુરાવા ઉપરથી એવું ઠરે કે તોહોમતવાળો તકશીરવાન નથી તો માજીસ્ટ્રેટે ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કરવો. અને તોહોમતવાળો તકશીરવાન છે એવું ઠરે તો તેની ઉપર કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવો.

૭૮ સમનના મુકરદમામાં પદ્ધતિ પ્રમાણે તોહોમતનામું તૈયાર કરવાની જરૂર નથી.

૭૯ ફરીયાદ થયા ઉપરથી સમન્સ કાઢ્યા હોય અને કોરટે મોકુફી આપી નીમેલા દિવસે ફરીયાદી હાજર ન થાય તો માજીસ્ટ્રેટે તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કરવો પણ કાંઇ કારણ સારૂ પોતે તે કામની સુનાવણી બીજા કોઇ દિવસ સુધી મુલતવી રાખવાનું યોગ્ય ધારે તો તેમ કરવું નહી.

૮૦ સમનના મુકરદમાના કોઇપણ કામમાં છેવટનો હુકમ થતાં પહેલાં કોઇપણ વખતે જો ફરીયાદી માજીસ્ટ્રેટની એવી ખાત્રી કરી આપે કે પોતાની ફરીયાદ પાછી લઇ લેવાની પોતાને પરવાનગી આપવાને પાકાં કારણ છે, તો તે ફરિયાદ પાછી લેઇ લેવાની તેને પરવાનગી આપવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે. અને તે ઉપરથી તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કરવો.

૮૧ સમનના મુકરદમા પૈકી ફરીયાદ ઉપરથી ચલાવેલા કોઈ પણ મુકરદમામાં માજીસ્ટ્રેટ ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કરે અને તેની નજરમાં એવું આવે કે ફરિયાદ નજીવી અથવા તસ્દી આપે એવી છે તો તેની મરજીમાં આવે તો તે માજીસ્ટ્રેટ ગુન્હો નાસાબીત કર્યાના પોતાના હુકમથી તોહોમતવાળાને (અથવા જ્યારે એક કરતાં વધારે તોહોમતવાળા હોય ત્યારે તેમાંના દરેકને) ઘણામાં ઘણા પચાસ રૂપીઆ સુધી પોતે યોગ્ય ધારે તેટલો નુકશાનીનો અવેજ આપવાનું ફરીયાદીને ફરમાવવાને મુખત્યાર છે.

આ પ્રમાણે જે રકમ આપવાનો હુકમ કરવામાં આવે તે રકમ જાણે દંડ હોય એવી રીતે વસુલ થઇ શકશે; પણ એવું ઠરાવ્યું છે કે તે રકમ વસુલ ન થઈ શકે તો જે કેદ ઠરાવવી તે આસાન હોવી જોઇએ. અને ઘણામાં ઘણી ત્રીસ દિવસ સુધીની જેટલી મુદત માજીસ્ટ્રેટ ફરમાવે તેટલી મુદત સુધીની હોવી જોઇએ.

(ક્રી. પ્રો. કો. કલમ ૨૫૦)

**વિશેષ સમજુતની ટીપ**—આ રાજ્યના કાયદા પ્રમાણે ઉપર પ્રમાણેની રકમ નહી આપનારને કેદમાં રાખી શકાય નહી. (જુઓ [illegible] નં. ૧૦ તા. ૧-૪-૯૧)

**વ. કે. સ. નં. ૧૦ તા. ૧-૪-૮૧.**

આમારા તરફ એક અધિકારી તરફથી લખાઇ આવ્યું છે કે નકામી તથા તરદી થવા જેવી કોઈ માણસ ફરીયાદ કરશે તો ફી. પ્રો. કોડની કલમ ૨૫૦ પ્રમાણે જેના ઉપર એવી ફરીયાદ કરવામાં આવશે, તે માણસને નુકશાન અપાવવું કે નહી? આ બાબતના લખાણ લગત આ તરફથી હજુર લખતાં તેમના તરફથી જા. નં. ૪૮૬ તા. ૫-૩-૮૧ નો શેરો આવ્યા પ્રમાણે ન્યાય ખાતાના સર્વ અધિકારીઓને ખબર આપવામાં આવેછે કે કોઇ માણસ કોઈના ઉપર નકામી અને વિના કારણ તરદી આપવા લાયક ફરીયાદ કરે તો તેવી ફરીયાદ કરનાર પાસેથી ફી. પ્રો. કોડની કલમ ૨૫૦ ઉપર નજર રાખી રૂ. ૫૦ સુધી જે માણસ ઉપર એવી ફરીયાદ કરવામાં આવશે તે માણસને અપાવવાનો પ્રત્યેક કોર્ટને અધિકાર છે. આ પ્રમાણે કોઇ માણસ પાસેથી અપાવવાની રકમ તેની જંગમ મિલકતમાંથી વસુલ કરવી. અને તે રકમ વસુલ થવા જેવી ન હોય તો તે બદલ તે માણસને દીવાની અગર ફોજદારી તુરંગમાં કેદમાં રાખવો નહી.

ખરશેદજી રૂસ્તમજી.

ચીફ જસ્ટીસ.

——+*·×·*+——

## ૪ વારંટના મુકદમાઓનો માજીસ્ટ્રેટોએ ઇનસાફ કરવા બાબત.

૮૨ વારંટના મુકદમાઓનો ઈનસાફ કરતી વખતે માજીસ્ટ્રેટોએ હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.

૮૩ જ્યારે માજીસ્ટ્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય એટલે માજીસ્ટ્રેટે ફરીયાદી જે કહે તે સાંભળવું અને ફરિયાદનું કામ

ચલાવવાના કેસોમાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો લેવો.

૮૪ ઉપર કહેલા પુરાવા ઉપરથી અને પોતાને જરૂર લાગે એવી તોહોમતવાળાની જુબાની લીધા ઉપરથી જો માજીસ્ટ્રેટ એવું ઠરાવે કે તોહોમતવાળાની વિરૂદ્ધ એવી કાંઇ બાબત સાબીત કરવામાં આવી નથી કે જે તોડી પાડવામાં ન આવે તો તેની ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ કરવાનું વ્યાજબી થાય, તો માજીસ્ટ્રેટે તેને છોડી મુકવો. (ક્રી. પ્રો. કો. ક. ૨૫૩)

૮૫ પુરાવો તથા જુબાની લીધા ઉપરથી માજીસ્ટ્રેટની નજરમાં એમ આવે કે આ બાબ પ્રમાણે ઇનસાફ થઈ શકે એવા જે ગુન્હાનો ઈનસાફ કરવાનો પોતાને અધિકાર છે તથા જે બાબત પોતાના મત પ્રમાણે યોગ્ય શિક્ષા કરી શકશે તેવો કાંઇ ગુન્હો તોહોમતવાળાએ કર્યોછે એવું અનુમાન કરવાનો સબબછે તો તે માજીસ્ટ્રેટે તોહોમતવાળાની ઉપર એક તોહોમતનામું લખીને તૈયાર કરવું. ( ક્રી. પ્રો. કો. ક. ૨૫૪)

૮૬ તે તોહોમતનામુ તેને વાંચી સંભળાવવું તથ સમજાવવું, અને તેને પુછવું કે તું તકશીરવાન છે કે તારે કાંઇ જવાબ કરવાનોછે? "તકશીરવાન છું" એવો તે જવાબ આપે તો તે લખી લેવો અને તે ઉપરથી પોતાની નજરમાં આવે તો માજીસ્ટ્રેટ તેની ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે.

૮૭ જો તોહોમતવાળો "તકશીરવાન છું" એવો જવાબ ન આપતાં પોતાનો ઈનસાફ થવો જોઇએ એમ જાહેર કરે તો તેને પોતાનો પુરાવો રજુ કરવા ફરમાવવું અને રજુ કરે તે પુરાવો માજીસ્ટ્રેટે લેવો. એકંદર પુરાવા ઉપરથી તોહોમતવાળો તકશીરવાન નથી એમ ઠરે તો માજીસ્ટ્રેટે ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કરવો અને તકશીરવાન છે એમ ઠરે તો તેણે કાયદા પ્રમાણે તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો.

૮૮ ફરિયાદ ઉપરથી કામ ચલાવવા માંડયું હોય અને મુકદમાની સુનાવણી માટે મુકરર કરેલે કોઇ પણ દિવસે ફરિયાદી ગેરહા-

જર હોય અને ગુન્હો કાયદા પ્રમાણે ફડી વાળવાનો અધિકાર હોય તો તોહોમતનામું તૈયાર કર્યાની અગાઉ કોઈ પણ વખતે પોતે દુરસ્ત ધારે તો માજીસ્ટ્રેટ તોહોમતવાળાને છોડી મુકવાને મુખત્યાર છે.

---

શ્રી.

## પ્રકરણ ૭ મું.

## તોહોમતનામાં તથા ફેંસલા બાબત.

### ૧ તોહોમતનામાં બાબત.

૮૯ તોહોમતનામામાં હેઠળ લખ્યા પ્રમાણે મજકુર લખવો જોઇએ.

૧ ગુન્હો કઇ તારીખે અગર અરસામાં કયા વખતે કર્યો તે હકીકત.

૨ ગુન્હાનું નામ, અગર મુકરર નામ નહી હોય તો તે ગુન્હા સંબંધી સમજી શકાય તેવું વર્ણન.

૩ જે કાયદાની જે કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એમ હોય તે કાયદાનું નામ તથા તેની કલમ.

૪ કોઇ સખસની વિરૂદ્ધ તે ગુન્હો કરવામાં આવ્યો હોય તો તે સખસ સંબંધી અથવા (કોઇ વસ્તુની બાબતમાં ગુન્હો કરવામાં આવ્યો હોય તો) તે વસ્તુ સંબંધી જેટલી વિગત તોહોમતવાળાની ઉપર મુકેલા તોહોમતની બાબત વિશે તેને ખબર આપવાને વ્યાજબી રીતે બસ થાય તેટલી વિગત તોહોમતનામામાં લખવી.

### ૨. ફેંસલા બાબત.

૯૦ ફેંસલામાં નીચે લખ્યા પ્રમાણે મજકુર લખવો જોઇએ.

૧ જે મુદ્દાની વાત અથવા વાતો ઠરાવવાની હતી તે મુદ્દા.

૨ તે મુદ્દા વિશે કરેલો ઠરાવ.

૩ તે ઠરાવનાં કારણ.

૪ તોહોમતવાળાની ઉપર જે ગુન્હો ઠર્યો હોય તે ગુન્હો.

૫ જે કાયદા પ્રમાણેનો ગુન્હો હોય તે કાયદો તથા ગુન્હાની કલમ.

૬ શિક્ષાનો હુકમ કર્યો હોય તો તે શિક્ષા.

૫૧ ફેંસલો અમલદારે જાતે લખવો, અને ફેંસલો વાંચી સંભળાવતી વખતે અમલદારે ખુલ્લી કોર્ટમાં તેના ઉપર તારીખ નાંખીને સહી કરવી.

૫૨ ઠરાવ અથવા ઇનસાફર્થે આપેલો હુકમ પ્રથમ લખ્યા વગર પ્રસિદ્ધ કરવો નહી.

---

શ્રી.

## પ્રકરણ ૮ મું.

### રાજીનામાં કયા કયા કામમાં લેઇ શકાય તે બાબત.

૫૩ જુજવી ચોરી દશ રૂપીઆની અંદરની તથા સામાન્ય મારામારી તથા ગાળાગાળી વગેરે પરચુરણ કામમાં ફરીયાદી રાજીનામું આપે તો તે લેવાને ફોજદારીના કામદાર મુખત્યાર છે.

(સ્થાનિક કાયદા પ્રમાણે)

૫૪ રાજીનામાં લેવા સંબંધમાં બ્રિટીશ પ્રોસીજરકોડમાં નીચે પ્રમાણે નિયમ છે:—

૧ આ નીચે આપેલા પત્રકના પેહેલા બે કોષ્ટકમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જે કલમોનું વર્ણન કર્યું છે, તે કલમો મુજબ શિક્ષા કરવા લાયક ગુન્હાઓ તે પત્રકના ત્રીજા કોષ્ટકમાં કહેલા સખસોને માંડી વાળવાનો અધિકાર છે. (ક્રી. પ્રો. કોડની કલમ ૩૪૫)

| ગુન્હો. | હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમો. | જે સખસને ગુન્હો માંડી વાળવાનો અધિકાર છે તે સખસ. |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ધર્મ સંબંધી કોઇ પણ સખસનું દીલ દુખવવાના પાકા ઇરાદાથી કાંઈ શબ્દો બોલવા વગેરે. | ૨૯૮ | ધર્મ સંબંધી જે સખસનું દીલ દુખવવાનો ઇરાદો હોય તે સખસ. |
| વ્યથા કરવી. | ૩૨૩<br>૩૩૪ | જે સખસને વ્યથા કરી હોય તે સખસ. |
| હરકોઈ સખસને ગેરવાજબી અટકાવ કરવો અથવા કેદ કરવો. | ૩૪૧<br>૩૪૨ | જે સખસને અટકાવ કર્યો હોય અથવા કેદ કર્યો હોય તે સખસ. |
| હુમલો અથવા સાપરાધ બળ વાપરવું. | ૩૫૨<br>૩૫૫<br>૩૫૮ | જે સખસની ઉપર હુમલો કર્યો હોય અથવા સાપરાધ બળ વાપર્યું હોય તે સખસ. |
| કાયદાવિરૂદ્ધ જબરાઇથી મજુરી કરાવવી. | ૩૭૪ | જે સખસ પાસે જબરાઈથી મજુરી કરાવી હોય તે સખસ. |
| બિગાડ—જ્યારે જે હાની અથવા નુકશાન કરવામાં આવે તે ફક્ત કોઇ ખાનગી સખસને કર્યું હોય ત્યારે. | ૪૨૬<br>૪૨૭ | જે સખસને હાની અથવા નુકશાન કરવામાં આવે તે સખસ. |
| સાપરાધ પ્રવેશ.<br>ગ્રહપ્રવેશ. | ૪૪૭<br>૪૪૮ | જે મિલકતમાં પ્રવેશ કર્યો હોય તે મિલકત જે સખસના કબજામાં હોય તે સખસ. |

| | | |
|---|---|---|
| નોકરી કરવાનો કરાર સાપરાધ રીતે તોડવો. | ૪૯૦<br>૪૯૧<br>૪૯૨ | જે સખસની સાથે ગુન્હેગારે કરાર કર્યો હોય તે સખસ. |
| છીનાળુ.<br>સાપરાધ ઈરાદાથી કોઈ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી અથવા લઈ જવી અથવા રોકી રાખવી. | ૪૯૭<br>૪૯૮ | જે સ્ત્રી હોય તેનો ધણી. |
| આબરૂ લેવી.<br>કાંઇ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી.<br>છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે વેચવી. | ૫૦૦<br>૫૦૧<br>૫૦૨ | જે સખસની આબરૂ લીધી હોય તે સખસ. |
| સમાધાનીનો ભંગ કરાવવાના ઇરાદાથી તિરસ્કાર કરવો. | ૫૦૪ | જે સખસનો તિરસ્કાર કર્યો હોય તે સખસ. |
| સાપરાધ ધમકી, જ્યારે તે ગુન્હો સાત વરસની કેદની શિક્ષા કરવા લાયક ન હોય ત્યારે. | ૫૦૬ | જે સખસને ધમકી આપી હોય તે સખસ. |

૨ બુદ્ધિપૂર્વક વ્યથા કરવાનો અથવા બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાનો, અથવા જીંદગી જોખમમાં આવે એવું કાંઇ કામ કરીને વ્યથા અથવા મહાવ્યથા કરવાનો જે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૨૪ મી અથવા ૩૩૫ મી અથવા ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક છે તે ગુન્હો, જે સખસને વ્યથા કરી હોય તે સખસને, જે કોર્ટની આગળ તે ગુન્હા બાબત કાંઇપણ ફરિયાદનું કામ ચાલ્યું હોય તે કોર્ટની

રજા લેઇને માંડી વાળવાનો અધિકાર છે.

૩ ઉપર લખેલા જે ગુન્હા માંડી વળાય છે, તે ગુન્હામાં મદદગારી કરવાનો ગુન્હો અથવા તેની કોશીશ કરવાનો ગુન્હો પણ માંડી વાળી શકાયછે.

૯૪ અ સમનના મુકદમાગાં એટલે જે ગુન્હામાં છ મહિના કરતાં જાસ્તી શિક્ષા કરી શકાય નહી તેવા કોઇ પણ કામમાં છેલ્લો હુકમ થતાં પેહેલાં કોઇ પણ વખતે જો કોઇ ફરીયાદી માજીસ્ટ્રેટની એવી ખાત્રી કરી આપે કે પોતાના ફરીયાદ પાછી લેઇ લેવાની પોતાને પરવાનગી આપવાનાં પાકાં કારણ છે, તો તે ફરિયાદ પાછી લેઇ લેવાની પરવાનગી આપવાને (કામ ચલાવનાર) માજીસ્ટ્રેટ મુખત્યાર છે. અને તે ઉપરથી તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કરવો. (ક્રી. પ્રો. કો. ક. ૨૪૮)

**ટીપ**— કલમ ૯૪ તથા ૯૪ અ મુજબ ગુન્હો માંડી વાળવાનું ફળ એવું થશે કે તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ થશે.

---

શ્રી.

## પ્રકરણ ૯ મું.

### જામીન કયા કામમાં લેઇ શકાય તે બાબત.

૯૫ ખુન, ધાડ, હંગામો એ ગુન્હા શિવાય બાકીના ગુન્હા કરનાર પાસેથી કામ ફેંસલ થતા સુધી યોગ્ય લાગે તો ચાલતા કામમાં હાજર જામીન અગર મુચરકો લેઇ ગુન્હેગારને ખુલ્લો કરવા ફોજદારીના કામદાર મુખત્યાર છે.

**ટીપ**—"યોગ્ય લાગે તો" એનો અર્થ મરજીમાં આવે તે વખત જામીન અગર મુચરકો લેઇ છોડવો એવો નથી. કાયદેસર રીતે સબળ કારણ હોય તે વખતજ ગુન્હેગાર પાસેથી જામીન અગર મુચરકો લેઇ તેને ખુલ્લો કરવો.

૯૬ કયા ગુન્હામાં જામીન લેઇ શકાય અને કયામાં ન લેઇ શકાય એ બાબત બ્રિટીશ રાજ્યમાં જે નિયમ છે તે નિયમ ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં (સને ૧૮૮૨ ના ૧૦ મા માં) તે કાયદામાં છેવટ પત્રક આપ્યું છે તે પત્રકના કોષ્ટક ૫ ઉપરથી જણાશે. તેની સાથે એક ખાસ ધ્યાનમાં રાખવા જોગ જે બાબત છે તે તે કાયદાની કલમ ૪૯૭ ઉપરથી નીચે બતાવવામાં આવે છે.

" જામીન નહી લેઇ શકાય એવા ગુન્હાનું તોહોમત જે સખસની ઉપર આવ્યું હોય તે સખસને જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર વગર વારંટે પકડે અથવા અટકાવી રાખે, અથવા કોઇ કોર્ટની આગળ તે સખસ હાજર થાય અથવા તેને આણુવામાં આવે ત્યારે તેને જામીન ઉપર છોડવાનો અધિકાર છે. પણ જે ગુન્હાનું તોહોમત તે સખસની ઉપર મુક્યું હોય તે ગુન્હો તેણે કર્યો છે એમ માનવાનો વાજબી સબબ હોય તો તેને એ પ્રમાણે છોડવો નહી." (ક્રી. પ્રો. કો. ક. ૪૯૭ ).

૯૭ ગુન્હામાંના લોકોના જામીન અગર મુચરકા લેવાની જરૂર હોય તો તે ન આપે ત્યાંસુધી કિંવા લેવાની જરૂર મટે ત્યાંસુધી તેમને કેદમાં રાખવા ફોજદારીના અધિકારી મુખત્યાર છે.

૯૮ જામીન અગર મુચરકો લખી આપનાર શરત પ્રમાણે નહી ચાલે તો તેના ઉપર કામ ચલાવીને લખી આપેલા ઠરાવ પ્રમાણે સજા કરવાને ફોજદારીના અધિકારી મુખત્યાર છે.



શ્રી

# પ્રકરણ ૧૦ મુ.

## ઔરત કબજે લેવા સંબંધી.

૯૯ ઔરત કબજે લેવાની ફરિયાદ કોઈપણ માજીસ્ટ્રેટ પાસે થાલી શકશે.

૧૦૦ આવી ફરીયાદ તે સ્ત્રીના ધણીએ કરવી.

૧૦૧ આવી ફરીયાદ આવે એટલે કોરટના અધિકારીએ જે ન્યાતના પક્ષકાર હશે તે ન્યાતના સભ્ય પંચ બોલાવીને તેમના સમક્ષ તે ફરીયાદીની તથા તેની સ્ત્રીની હકીકત સાંભળી તે જે પૂરાવો રજુ કરે તે લેઇ તથા કોરટનો જે અભિપ્રાય હોય તે પંચને સારી રીતે સમજાવી પંચનો અભિપ્રાય લખેલો લેઇ તે પ્રમાણે ઠરાવ કરવો. પંચ જે અભિપ્રાય આપે તે વાજબી નથી એવું કોરટને જણાય તો તે મુકરદમો ધણી ધણીયાણી સુધ્ધાંત સુભા અગર પ્રાંત ન્યાયાધીશ તરફ મોકલવો, તેમણે યોગ્ય જણાય તેવો હુકમ કરવો.

૧૦૨ સ્ત્રીએ ધણીને ઘેર જવું એવો ઠરાવ થયા છતાં તે સ્ત્રી ન જાય તો તે કોરટના અધિકારીએ તે સ્ત્રીને તથા તેનાં માબાપને અથવા તેણીનું રક્ષણ કરનાર ભાઇ ભાંડું હશે તેમને, સદરહુ ઓરતને તેના ધણીને ઘેર જવા સારી રીતે સમજુત આપવી તથા યોગ્ય કારણ જણાય તો મુદત બંધી નોટીસ આપવી. તેમ છતાં સ્ત્રી ધણીને ઘેર ન જાય અને બિલકુલ હુકમ ન સાંભળે તો કાયદા પ્રમાણે થશે એવી સમજુત આપીને તેની પાસેથી પંદર દહાડાનો હાજર જામીન લેઇ વાજબી જણાય તો મુદત આપવી. તે મુદતમાં પણ ધણીને ઘેર ન જાય તો તેને પકડીને તેના ધણીને સ્વાધિન કરવી.

૧૦૩ ધણીને સ્વાધિન કરતી વખતે ધણી પાસેથી જામીન અગર મુચરકો લેવો જરૂર જણાય તો તે લેઇને સોંપવી.

૧૦૪ ધણીને ત્યાં બરાબર ન રહેતાં ફરી નાશી જાય ને તે વિશે ધણી ફરી ફરીયાદી કરી કેદમાં રખાવવા અરજી આપે તો તેણીને કેદમાં રાખવી.

૧૦૫ કેદમાં રહેવાની મુદતનું ખોરાકી ખર્ચ ધણી આપવાને શકિતવાન હોય તો તેની પાસેથી લેવું, અને અશકત હોય તો તે બાબત બરાબર તપાસ કરીને સરકારમાંથી ખર્ચ કરવો.

૧૦૬ કેદમાં છતાં ધણીને અથવા ધણી તરફની કોઇ માણસને ઓરત પાસે વાતચીત કરવા તથા મળવા તથા સમજુત આપવા માટે જવા દેવો.

૧૦૭ કેદમાં રાખવી તે, તે ઓરત ધણીને ઘેર જવાનું કબુલ કરે ત્યાં સુધી રાખવી; પરંતુ ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટે એક મહિના કરતાં જાદે કેદમાં રાખવી નહી તથા બીજા વર્ગના અને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે ત્રણ મહિના કરતાં વધારે મુદત કેદમાં રાખવી નહી. સદરહુ પ્રમાણે કેદ ભોગવ્યા છતાં પણ ધણીને ઘેર જવા તે ઓરત નાકબુલ કરે તો તેણીને તથા તેના ધણીને મુકદમા સાથે પ્રાંતના સુબા કિંવા પ્રાંત ન્યાયાધિશ તરફ મોકલવાં. તેમણે તે ઓરતને ધણીને ઘેર જવા વિશે ફરી સમજુત આપવી. ને તે ન માને તો ફરી તેને કેદમાં રાખવાનો હુકમ કરવો; પરંતુ તે જાસ્તી કેદ નવ મહિના કરતાં વધારે ન જોઇએ.

૧૦૮ એ પ્રમાણે કેદમાં રાખ્યા પછી પણ ધણીને ઘેર જવા નાકબુલ કરે તો મુકદમા સાથે ધણી ધણીઆણીને વરિષ્ટ કોર્ટ તરફ મોકલવાં એટલે તેમની નજરમાં વ્યાજબી જણાશે તે પ્રમાણે હુકમ કરશે. વરિષ્ટ કોર્ટના અધિકારીએ ફરી કેદમાં રાખવી તે એક વરસ કરતાં વધારે રાખવી નહી.

૧૦૯ આવી રીતે એકંદર કેદ બે વરસ કરતાં જાસ્તી થવી ન જોઇએ તથા તે કેદ સાદી અથવા ઓરતના રિવાજની મજુરીની જોઇએ.

૧૧૦ કોઇ પણ વખતે ઓરતનો ધણી, હવે ફરીયાદ ચલાવવી નથી તથા ઓરતને કેદમાં રખાવવી નથી એ પ્રમાણે જાહેર કરે તો તેના પાસેથી લખાવી લેઇ ઓરતને એકદમ છોડી દેવી.

---

શ્રી

## પ્રકરણ ૧૧ મું.

### અંન વસ્ત્ર બદલ ફરિયાદ વિશે.

૧૧૧ ધણી પોતાની સ્ત્રીને અથવા બાપ પોતાના અજ્ઞાન છો-

કરાને અંન વસ્ત્ર આપવાનું બંધ કરે તે બદલની ફરિયાદ સાંભળવાનો અધિકાર ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટને છે.

૧૧૨ આવી ફરીયાદ પોતાની પાસે થયેથી તે માજીસ્ટ્રેટ ચોકશી કરી પોતાની નજરમાં યોગ્ય જણાય તો દર મહિને દશ રૂપીઆ કરતાં વધારે નહીં એવી રકમ તે સ્ત્રીને, અથવા છોકરાને, અંન વસ્ત્ર બદલ અપાવવાનો હુકમ કરવો.

૧૧૩ હુકમ પ્રમાણે ઠરાવેલી રકમ ન આપે તો તેની કાંઈ પણ જંગમ મિલકત તે રકમ પુરતી જપ્ત કરીને અવેજ અપાવવો; પરંતુ મારી સ્ત્રી મારી સાથે રહેશે તો હું તેનું પોષણ કરીશ, એવી ધણી તકરાર કરે તો અને ધણીથી જુદું રેહેવું યોગ્ય નથી એવું માજીસ્ટ્રેટની નજરમાં આવે તો અંન વસ્ત્ર અપાવવા બદલ હુકમ કરવો નહીં.

૧૧૪ અંન વસ્ત્ર મળવા બદલ જે સ્ત્રીએ ફરીયાદ કરી હોય તે સ્ત્રી વ્યભિચારીણી અથવા તેણીના તરફથી કાંઇ બીજો અપરાધ થયો છે કે જેથી ધણી પાસેથી અંન વસ્ત્ર માગવાને તે પાત્ર નથી, અગર અંન વસ્ત્ર અપાવવાનો ઠરાવ થયા પછી તે સ્ત્રી તરફથી એવા પ્રકારનાં કાંઇ કૃત્ય થયેલાં છે એવું સાબીત થાય તો અંન વસ્ત્ર અપાવવાનો ઠરાવ કરવો નહીં અથવા કરેલો ઠરાવ રદ કરવો.

૧૧૫ દશ રૂપીઆ કરતાં વધારે રકમ લેવાની બધી ફરીયાદીઓ દીવાની કોર્ટમાં ચાલશે.

---

શ્રી.

## પ્રકરણ ૧૨ મું.

### છેડા છુટકાની ફરિયાદ વગેરે સંબંધી.

૧૧૬ છેડા છુટકાના સંબધમાં સ્થાનિક કાયદાના ઠરાવ ૧ લાના અંક ૮૭ માં નીચે પ્રમાણે ઠર્યું છે—

" છેડા છુટકો કરવા બાબતની ફરિયાદ હોય તો ચોકશી

કલમે મુખ્ય અધિકારી પાસે સે સોંકા સુદ્ધાં મુકરદમાના કાગળ જુ કરવા. છેડો આપવા વિશે હુકમ થાય તો મામુલ દસ્તુરી પ્રમાણે લાગત તથા જામીન લેઈને રજા આપવી."

ખુલાસો—છેડો છુટકો એટલે ભાયડો અને તેની બાઇડી વચ્ચે અરસપરસ ફારગતી કરી તેમનો લગ્ન સંબંધ તોડી લેવો.

૧૧૭ છેડા છુટકાની ફરિયાદ ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ એમણે લઈ નિકાલ કરવાનો તેમને અધિકાર છે ( વ. આ. સ. નં. ૧૨૪ તા. ૧૯-૧૦-૭૮ પ્રમાણે ) આવા ઠરાવ ઉપર અપીલ કરવાની હોય તો અપીલ સંબંધી આ રાજ્યના કાયદામાં જે નિયમ છે તે પ્રમાણે તજવીજ કરવી.

ઉપરની કલમ ૧૧૬ માં લાગત લેવાનું બતાવ્યું છે; પણ હજુર કચેરી જાહેરનામું તા. ૨૨—૧૨—૮૪થી આ લાગત નહી લેવા શ્રીમંત સરકાર મહારાજા સાહેબે હુકમ કર્યાછે એવી રીતે કે તા. ૧૫-૧-૮૪ થી નાત્રાં કરવા બદલ સરકારમાંથી પરવાનગી આપવા બદલ તથા નાત્રા દસ્તુરીની લાગત નાત્રાં કરનાર પાસેથી લેવાનું બીજો આથી વિરૂદ્ધ ઠરાવ થતાં સુધી બંધ કરવામાં આવે છે.

—o—

શ્રી.

## પ્રકરણ ૧૩ મું.

### કોઇ પણ કામની કેટલા દિવસમાં ફરીયાદ સાંભળવા તે વિષે.

૧૧૮ મારામારીની તથા ગાળાગાળીની ફરિયાદ તેજ દિવસે જાહેર કરશે તો તેનું કામ ચલાવવું. પણ યોગ્ય કારણ જણાવે તો ચાર દિવસની અંદર લેવી તે પછી લેવી નહી.

( ઠરાવ ૧ અંક ૮૩. )

૧૧૯. ૧ ચોરીની ફરીયાદ આવે તો તેજ વખતે કામ ચલાવવું, તથાપિ યોગ્ય કારણ હશે તો ૭ મહિના સુ-

ધીમાં ફરિયાદ લેવાને ફોજદારીના અધિકારી મુખત્યાર છે,
૨ ઉપરની કલમમાં લખેલી મુદતની અંદર કોઇએ જા-
હેર કર્યું નહી છતાં માલ પકડવામાં આવ્યો તો મુદત
ગયા પછી કદાચિત જાહેર કર્યું તોપણ તેનું માલ-
કીપણું ગણવામાં આવશે. (ઠરાવ ૧ અંક ૯૪)

ખુલાસો—વરીષ્ટ કોર્ટ ફો. શે. જા. નં. ૨૪૩ તારીખ ૨૯-૯-૮૬ મેહેરબાન રા. બા. હજુર આસિસ્ટંટ સાહેબ તરફ ઠરાવ ૧ અંક ૯૪ માં એમ ઠરાવેલું છે કે યોગ્ય કારણ હોય તો ૭ મહિના સુધીમાં ચોરીની ફરિયાદ લેવાને ફોજદારીના અધિકારી મુખત્યાર છે વગેરે. આ મુદત બાદ એવી ફરિયાદ લેવાય કે કેમ? એવો પ્રશ્ન આ કોર્ટ રૂબરૂ કેટલીક વખત આવેલો તે પ્રસંગે એમ ઠરાવેલું કે—૭ માસ પછી પણ જો કોઇ ભારે રકમની ચોરીના ચોર, માલ વગેરેની ભાળ લાગે તો તે બદલ તપાસ થઇ સરકારથી તે બદલ કામ ચલાવવા હરકત નથી. ઠરાવ ૧ અંક ૯૪ માં બતાવેલો મુદતનો નિયમ જેની ચોરી થયેલી હોય તેણે ફરીયાદ કરવી હોય તેને લાગુ કરવો, વગેરે આમ ન થાય તો ચોરી થયા પછી ૭ માસ ગુજરી ગયા છતાં ખરો ચોર પુરાવાથી માલમ પડે તોપણ આ નિયમને લીધે તેના ઉપર કામ ચાલી તેને શિક્ષાએ પોહોચાડ-વાનો માર્ગજ રહે નહી, એટલે એવો નીયમ જો કાયદાનો ગણવામાં આવે તો તે ન્યાયની વિરૂદ્ધ અને ખુલ્લી રીતે અપૂર્ણ છે એમ કહેવાને હરકત નથી. આ વગેરે બાબતો લક્ષમાં લેઇને આ કોર્ટથી તે સંબંધમાં ક્રીમીનલ અપીલ નંબર ૬૫ સને ૧૮૮૫-૮૬ ના કામમાં ઠરાવ કરવામાં આવેલો તેની, તથા મેહેરબાન કડી પ્રાંતના સુબા સાહેબ તરફથી ખુલાસા માટે એક પ્રકરણ આવેલું તે લગત આ કોર્ટથી શેરો નંબર ૩૦૪ તારીખ ૧૪-૧૨-૮૫ નો કરવામાં આ-વેલો તેની, એ રીતે બે નકલો આપના અવલોકન માટે આ સાથે સામીલ કરી મોકલી છે તે ઉપરથી આ સંબંધે આ કોર્ટનો મત સવિસ્તર જણાશે.

પ્ર. આ. નં. ૬૫ તા. ૧૯-૫-૮૬. જુજવી ચોરી રૂ ૧૦ ની અંદરની હોય તો તેનું રાજીનામું લેવાનો અધિકાર છે. (જુઓ ઠરાવ ૧ અંક ૫૩) માટે એવી ચોરીની ફરિયાદ માટે છ માસની મુદત રાખેલી હોવી જોઈએ. ગમે તેવી ભારે ચોરી હોય તોપણ તે છ મહિના પછી ચલાવવી નહી એવો હેતુ દેખાતો નથી, અને તેમ થાય તો ન્યાયને માટે સારૂ કહેવાય નહી. છ માસ મુદત જે ઠરાવી છે તે જેનો માલ ચોરીએ ગયેલો હોય તેની ફરિયાદને માટે છે સરકાર તરફથી કામ ચલાવવાને સદરહુ મુદતથી હરકત આવતી નથી. માટે ચોરી થયાની પોલીસને અગર માજીસ્ત્રેટને કોઇ સખસ છ મહિના પછી જાહેરાત આપે તો કામનું સ્વરૂપ જોઇને સરકાર તરફથી કામ ચલાવવાને હરકત નથી, ગુન્હો સાબીત નથી એવા કારણથી આરોપીને છોડી દેવામાં આવે તોપણ જો મુદ્દા માલ ફરિયાદીનો સાબીત થાય તો તેને આપવાનો હુકમ કરવાનો આ રાજ્યમાં નિયમ ચાલે છે તે ન્યાયને માટે સારો છે.

વ. શી. જા. નં. ૩૦૪ તા. ૧૪-૧૨-૮૫ ની મતલબ—ઠરાવ ૧ અંક ૯૪ માં ચોરીની ફરિયાદ કરવાને જે મુદત ઠરાવેલી છે તે જેનો માલ ચોરીએ ગયો હોય તેની ફરિયાદને લાગુ છે સરકાર તરફથી પ્રોસીક્યુશન કરવાને સદરહુ કલમથી હરકત આવતી નથી. અને મુદ્દા માલ મળ્યો હોય તો છ માસ પછી ફરિયાદ ચલાવવાને હરકત નથી.

—※—

શ્રી.

## પ્રકરણ ૧૪ મું.

### સુલેહ રાખવા બાબત તથા સારી રીતે ચાલવા બાબત તારણ લેવા સંબંધી.

૧૨૦ વરિષ્ટ કોર્ટ સરક્યુલર નંબર ૧૬ તારીખ ૧૭-૭-૮૫ ગુન્હાની સાબીતી જે ગુન્હેગાર ઉપર થઇ છે તેના જામીન લેવા

વિશે ઠરાવ ૧ અંક ૧૦૦ માં ખુલાસો છે. પણ પતંર પ્રસંગે સુલેહ રાખવા કિંવા સારી રીતે ચાલવા બદલ જામીન કિંવા મુચરકા લેવા બાબત સ્થાનિક કાયદામાં કાંઇ ખુલાસો નથી. માટે આ સરક્યુલરથી તમામ ફોજદારી અફસરોને જણાવવામાં આવે છે કે–એ બદલ બ્રિટિશ ક્રિમિનલ પ્રોસીજરકોડ (સને ૧૮૮૨ ના આકટ ૧૦મા)ના બાબ ૮ માના ધોરણે હુકમો કરવાના છે અને એવા હુકમ માજીસ્ટ્રેટ વર્ગ ૧ લા શિવાય બીજા માજીસ્ટ્રેટને કરવાનો અધિકાર નથી, માટે તે મુજબ આયંદેને માટે તજવીજ રાખવી.

૧૨૧ વરિષ્ટ કોર્ટ સરક્યુલર નંબર ૩૧૫ તારીખ ૧૪–૨–૭૬. માજીસ્ટ્રેટથી સારી વર્તણુંક બાબત એક વરસથી જાદે મુદતનો જમાન લેઇ શકાતો નથી.

૧૨૨ વરિષ્ટ કોર્ટ સરક્યુલર નંબર ૩૩૩ તારીખ ૩૧–૧૧–૭૬. સારી વર્તણુંક બાબત અંક ૧૦૦ પ્રમાણે જમાન લેવાના તે ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટથી કમી દરજ્જાના એટલે સેકન્ડ ક્લાસ માજીસ્ટ્રેટે લેવા નહી.

૧૨૩ વરિષ્ટ કોર્ટ શેરા જા. નં. ૧૧૮૯ તારીખ ૫–૭–૭૮. સારી વર્તણુંક બાબત જામીન આપવાનો ઠરાવ થયા છતાં જામીન આપતાં સુધી આરોપી કેદમાં હોય તો જામીન આપવાની ખટપટ તેનાં સગાંએ કરીને જમાન આપવો જોઈએ સગાં ઉપર તેણે કાગળ લખ્યો હોય તો વહીવટદાર મારફત તે મોકલવાને હરકત નથી. લાયક જમાન લેઈ છોડી દેવા વિશે હુકમ આપ્યા શિવાય આરોપીને છોડી દેવો નહી.

**વિશેષ સમજુતની ટીપ**— ૧ ઉપરના સરક્યુલર ઉપરથી જમાન એક વર્ષ સુધી લેવાનો જે વહીવટ ચાલુછે તે જુના ક્રિમિનલ પ્રોસીજરકોડ (સને ૧૮૭૨નો ૧૦મો) પ્રમાણે છે. નવીન ક્રિમિનલ પ્રોસીજર કોડ પ્રમાણે માજીસ્ટ્રેટથી ત્રણ વર્ષ સુધીનો જમાન લેઈ શકાયછે. (જુઓ ક્રિ. પ્રો. કો. ક. ૧૦૬. ૨ ઠરાવ ૧ અંક ૮૫ [illegible])

---

શ્રી.

# પ્રકરણ ૧૫ મું.

## ગુન્હામાં સામીલ હોનાર સખસને માફી આપવા સંબંધી.

૧૨૪ ઠરાવ ૧ અંક ૧૬– ૧ ખુન અથવા બીજો મોટો ગુન્હો કરનારને પકડવા માટે અથવા તેના ઉપર ગુન્હો સાબીત થવા માટે યોગ્ય જણાય તો તેમાં સામીલ હોય તે માણુસ એવી પ્રતિજ્ઞા કરશે કે આ બાબતમાં જેટલું હું જાણુંછું તે બધું હું ખરેખરૂં જાહેર કરીશ. તો તેને કરેલા ગુન્હાની માફી આપી સાક્ષી લેવાને ફોજદારીના અધિકારી મુખત્યાર છે.

૧૨૫ ગુન્હો કરવામાં સામીલ હોય તે માણુસ હાજર થઇ ખરો મજકુર જાણુતો હશે તે બધો જાહેર કરશે તો તેણે કરેલા બધા ગુન્હાની માફી મળવા વિશે છેવટ લખેલી નિ. ૨૮ પ્રમાણે જાહેરનામું પ્રસિદ્ધ કરવું.

૧૨૬ માફી મળેલો માણુસ પ્રતિજ્ઞા ઉપર ખોટી સાક્ષી આપશે તો અંક ૪૭ પ્રમાણે શિક્ષા કરવી.

**ખુલાસો**—નિબંધ ૩ ના અંક ૫ ના બાબ ૧–૨ માં ફોજદારીના મુખ્ય અધિકારીની મંજુરીથી સર્વ ફોજદારી કામદાર અને આમલતદારે ગુન્હામાં સામેલ હોય તે માણુસને તેજ વખતે માફી ન આપી તો ગુન્હેગાર હાથ આવશે નહી એવું ખાત્રી લાયક નજરે આવશે તો માફી આપી રિપોર્ટ કરવો, એ વીગેરે ખુલાસો છે. આ સંબંધમાં નામદાર વરિષ્ટ કોર્ટ તરફથી નીચે પ્રમાણે સરકયુલર થયેલોછે.

વરિષ્ટ કોર્ટ સરકયુલર નંબર ૧૪૮ તારીખ ૬–૧૧–૭૮. નિબંધ ત્રીજાની કલમ ૫ માં "હજુર ફોજદારીના મુખ્ય અધીકારીને પુછવું" એવું લખ્યું છે તે હોદ્દો કાઢી નાંખવામાં આવ્યો છે માટે તે પ્રમાણે વર્તવાનું નથી. એવી બાબતમાં જુના ક્રિમીનલ પ્રોસીજર કોડની કલમ ૩૪૭—૩૪૮ ( નવીન ક્રિમીનલ પ્રો. કો. ની કલમ ૩૩૭–૩૩૮ ) ઉપર નજર રાખી ચાલવું. એટલે જે મુકદમાનો ફકત સેશન કોર્ટજ ઇનસાફ કરી શકશે, એવા મુકદમામાં ગુન્હા મધ્યેના કોઇ સામેલ સખસને માફી આપવી તે સુબા અગર

કમીટ કરનાર ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ, અને સુબાની મંજુરીથી હરકોઇ માજીસ્ટ્રેટને કમીટ કરવાનો અધિકાર મળ્યો હશે તે માજીસ્ટ્રેટને અધિકાર છે. તેમજ સેશન કોર્ટને પણ મુકદમો કમીટ કર્યા પછી અને ઇનસાફનું કામ શરૂ થતાં પેહેલાં માફી આપવા સારૂ કમીટીંગ માજીસ્ટ્રેટને હુકમ કરવાનો અધિકાર છે. અથવા ઠરાવ કરવા પેહેલાં સેશન કોર્ટને પણ માફી આપવાનો અધિકાર છે. જે કામમાં માફી આપવામાં આવી હશે તેનો જનદે તપાસ કરતાં એવું દેખાઈ આવશે કે—આરોપી ઉપર સેશન કોર્ટના અધિકારમાંનું તોહોમત સાબીત નહી છતાં બીજા પ્રકારના તોહોમતનો ગુન્હો બન્યાનું દેખાઇ આવશે તો માફી આપેલા માણસની સાક્ષી ઉપરથી માફી આપનાર માજીસ્ત્રેટે ઇનસાફ નહી કરતાં બીજા માજીસ્ત્રેટ તરફ તે મુકદમો ઇનસાફ થવા સારૂ મોકલવો અગર સેશન કમીટ કરવો.

